# બે બોલ

ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાનાં આ પાંચ વ્યાખ્યાનો મુંબઈ યુનિવર્સિટીની સ્કૂલ ઑફ ઇકનોમિક્સ ઍન્ડ સોશિયોલોજીના વ્યાખ્યાનગૃહમાં ૧૯૫૨ના સપ્ટેમ્બરની તા૦ ૮મી થી ૧૨મી સુધીના પાંચ દિવસોમાં મેં આપ્યાં હતાં. એ વ્યાખ્યાનો માટે નિમંત્રણ આપવા બદલ તથા એના પ્રકાશનમાં સહાય કરવા માટે હું મુંબઈ યુનિવર્સિટીનો આભારી છું. શબ્દાર્થશાસ્ત્ર (Semantics)ના વિષય પરત્વે છેલ્લાં કેટલાંક વર્ષથી હું વિચાર કરતો હતો તથા પ્રસંગોપાત્ત ગુજરાતી-અંગ્રેજી સામયિકોમાં એ વિષે લેખો લખતો હતો, પરન્તુ એ વિષે એક વ્યવસ્થિત પુસ્તકાકારે લખવાનું આ વ્યાખ્યાનો નિમિત્તે જ શક્ય બન્યું છે. નહિ તો એ માટનો મનોભાવ ક્યારે અમલમાં મૂકી શકાત એ હુ કહી શકતો નથી

આ વ્યાખ્યાનો લખાઈ ગયા પછી એ સાદ્યન્ત વાંચીને કેટલાંક અગત્યનાં સૂચનો અધ્યાપક શ્રી નગીનદાસ પારેખે કર્યાં હતાં. વડોદરા યુનિવર્સિટીમાં મારા સહકાર્યકર તથા વિદ્યાર્થી શ્રી. ઇન્દ્રવદન અંબાલાલ દવેએ આ વ્યાખ્યાનોની છાપખાના માટેની સાફ નકલ ઊલટભેર કરી આપી હતી તથા સૂચિ પણ તેમણે જ તૈયાર કરી છે. અધ્યાપક શ્રી. ચિમનલાલ નારણદાસ પટેલે કેટલાક જરૂરી પુસ્તકો મને મેળવી આપ્યાં હતાં. મુંબઈના ગત દૈનિક 'હિન્દુસ્તાન'ના સાહિત્ય-વિભાગના સંપાદક શ્રી. ભ. દી. ભૂખણવાળાએ વ્યાખ્યાનના દિવસોએ દરરોજ વ્યવસ્થિત નોંધ લઈને પાચે વ્યાખ્યાનોનો અધિકૃત સાર પ્રસિદ્ધ કરી અભ્યાસીઓને સુલભ બનાવ્યો હતો. એ સર્વ મિત્રોનો હું ઋણી છું.

આવા શુષ્ક ગણાતા વિષયના વ્યાખ્યાનોમા ગણતરીની હાજરીની જ અપેક્ષા રખાય છે, એટલે પાંચે દિવસોએ ઉત્તરોત્તર વધતી સંખ્યામા હાજર રહીને મને સહકાર આપનાર શ્રોતાઓનો પણ મારે આભાર માનવો જોઈએ.

'અધ્યાપક નિવાસ',<br>
વડોદરા<br>
તા. ૨૨મી જુલાઈ, ૧૯૫૪

ભોગીલાલ જ. સાંડેસરા

## વ્યાખ્યાતાનાં અન્ય પુસ્તકો

સંઘવિજયકૃત સિંહાસનબત્રીસી (૧૯૩૩)
માધવકૃત રૂપસુન્દર કથા (૧૯૩૪)
વીરસિંહકૃત ઉષાહરણ (૧૯૩૮)
વાઘેલાઓનું ગુજરાત (૧૯૩૯)
મતિસારકૃત કર્પૂરમંજરી (૧૯૪૧)
પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વૃત્તરચના (૧૯૪૧)
ઇતિહાસની કેડી—લેખસંગ્રહ (૧૯૪૫)
સંઘદાસગણિકૃત વસુદેવ-હિંડી—અનુવાદ (૧૯૪૬)
वस्तुपाल का विद्यामण्डल—હિન્દી અનુવાદ (૧૯૪૭)
વસ્તુપાલનું વિદ્યામંડળ અને બીજા લેખો (૧૯૪૮)
સત્તરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય (૧૯૪૮)
જ્યેષ્ઠીમલ્લ જ્ઞાતિ અને મલ્લપુરાણ (૧૯૪૮)
પંચતંત્ર (૧૯૪૯)
જગન્નાથપુરી અને ઓરિસાના પુરાતન અવશેષો (૧૯૫૧)
हेमचन्द्राचार्य का शिष्यमण्डल—હિન્દી અનુવાદ (૧૯૫૧)
જૈન આગમસાહિત્યમાં ગુજરાત (૧૯૫૨)
ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૧-૧૮ (૧૯૫૨)
ભારતીય આર્યભાષા અને હિન્દી (૧૯૫૨)
નેમિચન્દ્ર ભંડારી-વિરચિત ષષ્ટિશતક પ્રકરણ—
  ત્રણ બાલાવબોધ સહિત (૧૯૫૩)
Literary Circle of Mahāmātya Vastupāla and its
  Contribution to Sanskrit Literature (૧૯૫૩)
મહીરાજકૃત નલ દવદંતી રાસ (૧૯૫૪)
પ્રાચીન ફાગુ-સંગ્રહ (છપાય છે)
नन्दोपाख्यानम् (છપાય છે)

---

# અનુક્રમ

## વ્યાખ્યાન પહેલુ

# પ્રાસ્તાવિક

આ વ્યાખ્યાનમાળા શરૂ કરતા સૌ પહેલા, એ માટે આમ ત્રણ આપવા માટે મુ બઈ યુનિવર્સિટીનો આભાર માનવો એ મારુ કર્તવ્ય સમજુ છુ, તે સાથે આમ ત્રણના સ્વીકારને પરિણામે જે મોટી જવાબદારી મારે માથે આવી છે એનો ખ્યાલ કરતા એક પ્રકારનો સ કોચ અનુભવુ છુ આ પૂર્વે ગુજરાતના સમર્થ વિદ્વાનો આ વ્યાખ્યાનમાળાના વ્યાખ્યાનો આપી ગયા છે, અને તેમણે ઉચ્ચ વિદ્યા અને સ શોધનની આ વ્યાખ્યાનમાળાના સ્થાપનાકાળથી જ શરૂ થએલી પરપરાને ઉચિત રીતે જાળવી રાખી છે આ પૂર્વસૂરિઓને અનુસરવાનો હુ યથાશક્તિ પ્રયાસ કરીશ, પણ એ સાથે વિનતી કરીશ કે મારી મર્યાદાઓ આપ નિભાવી લેશો અને મારા વક્તવ્યને વધારે સ્ફુટ કરવાની તથા એમાની હકીકતો અને વિધાનોને વધુ વ્યાપક અને શાસ્ત્રીય ભૂમિકાએ મૂકવાની દૃષ્ટિએ ઘટતા સૂચનો કરશો

ગુજરાતનો ઇતિહાસ અથવા ગુજરાતી ભાષા અને સાહિત્યને લગતા એકાદ વિષય ઉપર આ વ્યાખ્યાનો અપાવા જોઈએ એવા નિયમને અનુસરીને મે ગુજરાતી ભાષાશાસ્ત્રને લગતો એક વિષય પસદ કર્યો છે એ વિષય છે શબ્દાર્થસ ક્રાન્તિશાસ્ત્ર અથવા સક્ષિપ્ત શબ્દ પ્રયોજીએ તો શબ્દાર્થશાસ્ત્ર એને અ ગ્રેજીમા Semantics કહે છે કેટલાક વર્ષ પહેલા Semasiology પણ કહેતા જો કે એ શબ્દ હવે ખાસ પ્રચારમા નથી Semantics અથવા શબ્દાર્થશાસ્ત્ર એટલે ભાષામા શબ્દોના અર્થો કેવી રીતે અને કેવા પરિવર્તનો પામે છે અને એ પાછળ કયા પરિબળો કામ કરી રહ્યા છે એનો અભ્યાસ કરનારુ શાસ્ત્ર Semantics શબ્દ સજ્ઞા વ્યક્ત કરવાના અર્થના એક ગ્રીક ધાતુ ઉપરથી આવ્યો છે, અને શબ્દો પણ

સચરાચર જગતના મૂર્ત અને અમૂર્ત પદાર્થોની સંજ્ઞાઓ હોવાથી એ સંજ્ઞાઓનાં અર્થાત્ શબ્દોનાં અર્થવિષયક દૃષ્ટાન્તરોના અભ્યાસ માટે પણ છેવટે તે વપરાતો થયો છે. પણ Semanticsના પર્યાય તરીકે 'અર્થશાસ્ત્ર' યોગ્ય ગણાય એમ નથી, કારણ કે એમ કરતાં સંપત્તિશાસ્ત્ર સાથે સંભ્રમ થાય છે. જો કે અહીં યાદ રાખવું જોઈએ કે સંપત્તિ અથવા ધનના અર્થમાં अर्थ શબ્દનો પ્રયોગ વૈદિક સાહિત્યમાં નથી. 'निरुक्त'કાર યાસ્કાચાર્યે એ શબ્દ 'ભાવાર્થ' સૂચિત કરવા માટે અને ક્વચિત્ 'અભીષ્ટ વસ્તુ'નો અર્થ વ્યક્ત કરવા માટે પ્રયોજ્યો છે (आर्यपत्यमिच्छन्, 'निरुक्त' ૭-૧); ધન અથવા સંપત્તિનો અર્થ પાછળથી એની સાથે જોડાયેલા ઉપયોગોને કારણે આવ્યો જણાય છે. अर्थ એટલે વસ્તુ અથવા પદાર્થ પણ ખરો. ન્યાયશાસ્ત્રમાં અનેક વાર પ્રયોજાતા इन्द्रियार्थसनिकर्ष જેવા શબ્દમા એનો એ જ અર્થ છે पुरुषार्थ એટલે 'મનુષ્યે પ્રાપ્ત કરવા લાયક ઉત્તમ વસ્તુ' અને ચાર પુરુષાર્થો પૈકી ચરમ અથવા છેલ્લો પુરુષાર્થ તે મોક્ષ. જો કે, ચાર પુરુષાર્થોમાંનો અર્થપુરુષાર્થ જગતની ઉપયોગી વસ્તુઓ મેળવવાનો પ્રયત્ન છે, જેની સાથે अर्थ નો 'સપત્તિ' એ અર્થ જોડાયેલો છે, એ નોંધપાત્ર છે. વળી पुरुषार्थ નો અર્થ પરાક્રમ થાય છે ત્યા એક પ્રકારની સૂક્ષ્મતાની છાયા નજરે પડે છે.

પણ આ તો કંઈક વિષયાન્તર થયું. કહેવાનુ એટલું જ કે ઐતિહાસિક સ્થિતિ ગમે તે હોય, તો પણ Semantics માટે 'અર્થશાસ્ત્ર' શબ્દ ચાલે નહિ. એ માટે 'શબ્દાર્થશાસ્ત્ર' સુયોગ્ય છે આ શાસ્ત્રનું મુખ્ય કાર્ય શબ્દોના અર્થોમાં થતાં પરિવર્તન તપાસવાનું હોવાથી 'શબ્દાર્થસંક્રાન્તિશાસ્ત્ર' એવો પર્યાય અર્થદૃષ્ટિએ વધારે સારો ગણાય, પણ એની દીર્ઘસૂત્રિતાને કારણે સામાન્ય વ્યવહારમાં 'શબ્દાર્થશાસ્ત્ર' નો પ્રયોગ વધારે સગવડભર્યો છે

ભાષાનો ઐતિહાસિક અભ્યાસ બે રીતે થાય—રૂપદૃષ્ટિએ તથા ચિત્તના વ્યાપારોની દૃષ્ટિએ. રૂપદૃષ્ટિએ થતા અભ્યાસમાં ધ્વનિ-

પ્રક્રિયા (Phonetics), સ્વરવ્યજનપ્રક્રિયા (Phonology) અને રૂપઘટનપ્રક્રિયા (Morphology) નો સમાવેશ થાય, ત્યારે ચિત્તના વ્યાપારની દૃષ્ટિએ થતા અભ્યાસમાં શબ્દાર્થશાસ્ત્ર મુખ્યત્વે આવે. ઈસવી સનની અરાઢમી શતાબ્દીના અંતમાં સંસ્કૃતની તથા સંસ્કૃતના પ્રાચીન વ્યાકરણસંપ્રદાયોની જાણ યુરોપીય વિદ્વાનોને થતાં, એક તરફ સંસ્કૃત તથા બીજી તરફ દૂર પશ્ચિમની પ્રાચીન તથા કેટલીક અર્વાચીન ભાષાઓ એ બે વચ્ચેનાં માર્મિક સામ્યને કારણે યુરોપીયોની ભાષાવિજ્ઞાનને લગતી માન્યતાઓમાં એક પ્રકારની ક્રાન્તિ થઈ અને તુલનાત્મક ભાષાશાસ્ત્રનો ઉદય થયો. એમાં સૌ પહેલાં, સ્વાભાવિક રીતે જ, રૂપદૃષ્ટિએ થતા અભ્યાસને પ્રાધાન્ય મળ્યું. એનુ કારણ એ કે રૂપદૃષ્ટિએ ભાષાનું અધ્યયન કરવા માટેની વિપુલ સામગ્રી મોજૂદ હતી તથા કોઈ પણ ભાષા કે ભાષાઓના અધ્યયનમા રૂપદૃષ્ટિને સૌથી પહેલુ સ્થાન મળે એ સ્વાભાવિક પણ હતું. વળી બુદ્ધિ અને ચિત્તના વ્યાપારોની દૃષ્ટિએ ભાષાનો અભ્યાસ કરવા માટેની વ્યવસ્થિત સામગ્રીની પણ એ કાળે અછત હતી. શબ્દાર્થશાસ્ત્રનો સંબંધ શબ્દકોશો સાથે અવિનાભાવે જોડાયેલો છે. વ્યવસ્થિત, શાસ્ત્રીય, ઐતિહાસિક સિદ્ધાન્તાનુસાર સંકલિત થયેલા શબ્દકોશો વિના શબ્દાર્થશાસ્ત્રનો અભ્યાસ અશક્ય નહિ તો પણ કેટલીક રીતે મુશ્કેલ છે. શબ્દાર્થ-શાસ્ત્રમાં જેનો સમાવેશ થઈ શકે એવી કેટલી યે હકીકતો અને અભિપ્રાયો જેમ પ્રાચીનોએ આપેલ છે તેમ તુલનાત્મક ભાષાશાસ્ત્રના અગ્રણી વિદ્વાનોએ પણ એ વિષે પ્રસંગોપાત્ત વિવેચન કર્યું છે છતાં એક શાસ્ત્ર તરીકે તો એ પ્રમાણમાં નવુ છે. વળી ચિત્તના વ્યાપારો સાથે ભાષાશાસ્ત્રના બીજા કોઈ પણ અંગ કરતા એનો સંબંધ વધારે હોવાથી એનુ અધ્યયન પ્રમાણમા વધારે કૂટ, ટટળાવનારુ (Tantalizing) અને એની બધી સૂક્ષ્મતા કે સંપૂર્ણતા

ભાગ્યે જ સમજી કે સમજાવી શકાય એવું છે. ધ્વનિપ્રક્રિયા ઇત્યાદિના નિયમો જે ચોક્કસાઇથી રજૂ કરી શકાય છે તે શબ્દાર્થશાસ્ત્રમાં આપણા જ્ઞાનની અત્યારની કક્ષાએ તો અશક્ય જેવું લાગે છે. આ શાસ્ત્રના અભ્યાસીઓની પ્રમાણમાં વિરલતાનુ એક મુખ્ય કારણ આ હોઈ શકે એમ મને લાગે છે.

પરન્તુ રૂપના પરિવર્તન જેટલું—અથવા કદાચ તેથી પણ વધારે—અગત્ય અર્થના પરિવર્તનનું છે. શબ્દો છેવટે તો સંજ્ઞાઓ છે; એ સિવાય શબ્દોના અસ્તિત્વનું કોઈ પ્રયોજન જ નથી. રૂપના અને અર્થના પલટાઓ કેટલીક વાર સાથોસાથ થાય છે. જ્ઞાનનાં બીજા ક્ષેત્રો—જેવાં કે ફિલસૂફી, માનસશાસ્ત્ર આદિ—સાથે શબ્દાર્થ-શાસ્ત્રનો સંબંધ ગમે તે પ્રકારનો હોય, શબ્દોના અર્થની તપાસ એ તુલનાત્મક ભાષાશાસ્ત્ર માટે તો અનિવાર્ય અગત્યની છે. અથવા એમ કહીએ કે બન્ને પરસ્પર સાપેક્ષ છે અને પરસ્પરને ઉપકારક છે. એક વિના બીજું અધૂરું જ ગણાય. એકના અભ્યાસમાં બીજાનો સંબંધ આવ્યા વિના રહે જ નહિ. નિયમલક્ષી ભાષાશાસ્ત્ર. વ્યુત્પત્તિશાસ્ત્ર અને વ્યાકરણ સુદ્ધા, શબ્દાર્થશાસ્ત્રના કોયડા ઉકેલવામા ડગલે ને પગલે ઉપયોગી થાય, અને એ શાસ્ત્રોના પ્રશ્ન ઉકેલવામાં સહાય કરીને તથા તે તે ભાષા બોલનારાની વિચારસૃષ્ટિના જ માત્ર નહિ, પણ માનવચિત્તના અનેક વ્યાપારો ઉપર પ્રકાશ પાથરીને શબ્દાર્થશાસ્ત્ર નિયમલક્ષી ભાષાશાસ્ત્રને માનવની અને માનવ ભાવોની સતત અનુસ્યૂતિથી ચેતનવંતુ અને સાર્થક બનાવે આ દૃષ્ટિએ ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા માટે શબ્દાર્થ-શાસ્ત્રનો વિષય ચર્ચવાનું મેં પસંદ કર્યું છે ફિલસૂફી કે માનસ-શાસ્ત્રનાં ક્ષેત્રોમાં અનધિકાર પ્રવેશ નહિ કરતાં મુખ્યત્વે ઐતિ-હાસિક દૃષ્ટિએ શબ્દોના અર્થપરિવર્તનના કેટલાક પ્રધાન વ્યાપારોની, ભારતીય આર્યભાષાઓને અને તેમાં પણ બનશે ત્યાં સુધી ગુજરાતીને અનુલક્ષીને, હું ચર્ચા કરીશ.

હમણાં જ મેં કહ્યું કે શબ્દાર્થશાસ્ત્ર એ તુલનાત્મક ભાષાશાસ્ત્ર કરતાં યે નવતર શાસ્ત્ર છે પણ એનો અર્થ એવો નથી કે જૂના સમયમા એ વિષે કશો વિચાર થયો નહોતો. ઘણા પ્રાચીન કાળથી આપણા દેશમાં ધ્વનિ, ઉચ્ચારણ, વ્યુત્પત્તિ અને વ્યાકરણ વિષે ચર્ચા થતી આવી છે વ્યાકરણની પાછળ રહેલ તર્કશાસ્ત્ર અને ફિલસૂફી વિષે પણ સંખ્યાબંધ ગ્રન્થો સંસ્કૃતમાં લખાયેલા છે. 'ઋગ્વેદ'ના 'વાગામ્ભૃણી સૂક્ત'થી માંડી સંસ્કૃત સાહિત્યમાં અનેક સ્થળે વાણીની પરમ ભાવભરપૂર સ્તુતિ કરવામાં આવી છે. શબ્દમાં રહેલી ચમત્કારિક શક્તિને કારણે તેને 'શબ્દબ્રહ્મ' કહીને પરમાત્મ-કોટિએ મૂક્યો છે 'મહાભાષ્ય'કાર પતંજલિ કહે છે કે 'એક શબ્દનો સારી રીતે પ્રયોગ થાય, એનુ સારી રીતે શાસ્ત્રાનુસાર જ્ઞાન થાય તો તે આ લોકમા અને સ્વર્ગમા સર્વ ઇચ્છાઓની પૂર્તિ કરનાર થાય છે (एक शब्द सम्यग् ज्ञात. शास्त्रान्वित सुप्रयुक्त स्वर्गे लोके कामधुग् भवति। ૬-૧-૮૪ ઉપરનુ ભાષ્ય). 'વાક્યપદીય'કાર ભર્તૃહરિ કહે છે કે આ લોકમાં સર્વ ઇતિકર્તવ્યતા શબ્દને આશ્રીને રહેલી છે (इतिकर्तव्यता सर्वा लोके शब्दव्यपाश्रया। ૧-૧૨૨). ભર્તૃહરિ એમ માને છે કે શબ્દ વિના કોઈ પ્રત્યય—સ્પષ્ટ વિચાર સંભવતો નથી[1] જો કે કેટલાક અર્વાચીન માનસશાસ્ત્રીઓના મત મુજબ, ભાષા વિના પ્રત્યયની સંભાવના નથી એ મત નિરાધાર છે આલંકારિક દંડી પોતાના 'કાવ્યાદર્શ'ના મંગલાચરણમા જ કહે છે કે—જો શબ્દ નામનો જ્યોતિ ન હોત તો આ જગત અંધકારમય જ હોત.[2] અર્ધનારીશ્વરનાં અંગોની જેમ સર્વદા સાથે રહેતા વાણીનાં શબ્દ

---

1. न सोऽस्ति प्रत्ययो लोके यः शब्दानुगमादृते।
अनुविद्धमिव ज्ञानं सर्वं शब्देन भासते॥ 'વાક્યપદીય,' ૧-૧૨૪

2. इदमन्धतमः कृत्स्नं जायेत भुवनत्रयम्।
यदि शब्दाह्वयं ज्योतिरासंसारान्न दीप्यते॥

અને અર્થ એ બે અંગોની કાવ્યમય સ્તુતિ કાલિદાસે 'રઘુવંશ'ના પ્રારંભમાં કરી છે. આવાં અનેક ઉદાહરણો ઉમેરી શકાય, પરન્તુ વસ્તુના સૂચન માટે આટલાં પૂરતા થઈ પડશે.

વ્યાકરણ અને ભાષાતત્ત્વનો વ્યવસ્થિત વિચાર જગતમાં સૌ પહેલો ભારતમાં થયો છે એ સુપ્રસિદ્ધ હકીકત છે. વિવિધવિધાન, ઉચ્ચારણ અને વ્યાકરણના પ્રશ્નોની ચર્ચા કરતાં પ્રાચીન આચાર્યોએ શબ્દાર્થશાસ્ત્રસંબદ્ધ કહી શકાય એવા મુદ્દાઓનું પ્રસંગોપાત્ત વિવરણ કર્યું છે. બ્રાહ્મણગ્રન્થોમાં વિવિધ નામોનું સમર્થન વ્યુત્પત્તિ દ્વારા કરવાનો પ્રયાસ છે; એ પ્રયાસ, દરેક દાખલામાં, પ્રતીતિજનક નથી, તો પણ એ ધ્યાનપાત્ર એટલા માટે છે કે વસ્તુના નામકરણના મૂલમાં રહેલા રહસ્યને પકડવાનો એ પ્રયાસ કરે છે. એમાંથી એ પણ ફલિત થાય કે અમુક ક્રિયા અનેક પદાર્થો સાથે સંબંધ ધરાવતી હોય, છતાં એ બધા પદાર્થોને કંઈ એક જ નામથી ઓળખાવાય નહિ. જેમ કે—સર્વ પ્રકાશમાન વસ્તુઓ સૂર્ય ન કહેવાય, નાદ કરતા સર્વ પદાર્થોને નદ કે નદી તરીકે ન ઓળખાવાય, કાદવમાં પેદા થનાર બધી ચીજોને पङ्कज નામ ન અપાય, પ્રવાસ કરે તે સર્વ परिव्राजक ન ગણાય. આ રીતે બીજા ઉદાહરણ પણ આપી શકાય. પ્રત્યેક નામ કોઈ ક્રિયા સાથે જોડવાનું અર્વાચીન ભાષાશાસ્ત્રને મતે અપરિહાર્ય નથી એ જુદી વસ્તુ છે, પણ શબ્દોની જીવનકથા શોધવાનો પ્રયાસ, સ્પષ્ટ રીતે, એ વ્યુત્પત્તિઓમાં છે વળી શબ્દાર્થશાસ્ત્રની દૃષ્ટિએ જેને અર્થસંકોચ કહેવામાં આવે છે એ વ્યાપાર એમાં નજરે પડે છે

આ ક્ષેત્રમાં વિશેષ પ્રગતિ યાસ્કાચાર્યના 'નિરુક્ત' (ઈ. સ પૂર્વે ૭૦૦ આસપાસ) માં દેખાય છે. યાસ્કે સંખ્યાબંધ પૂર્વાચાર્યોના ઉલ્લેખો અને આધારો આપ્યા છે, એટલે તેનું કાર્ય કોઈ અગ્રયાયી કરતાં સંગ્રહકારનું વિશેષ જણાય છે. વ્યુત્પત્તિના ક્ષેત્રમાં

ભારતવર્ષમાં એ પહેલો સંગ્રહાત્મક પ્રયાસ છે. શાકલ્યના ગણાતા 'નિઘંટુ'માં વૈદિક શબ્દોનો કોશ આપેલો છે; કોશ અને શબ્દાર્થ-શાસ્ત્રનો નિકટ સંબંધ જોતાં આ પ્રાચીનતમ સંસ્કૃત કોશનું મહત્ત્વ સહેજે સમજાય છે.

'નિરુક્ત'ના પહેલા જ અધ્યાયમાં એક સ્થળે (ખંડ ૧૨) યાસ્ક એક રસપ્રદ અર્થચર્ચામાં ઊતરી પડે છે. તે કહે છે: 'જેમાં ખૂંચવાની ક્રિયા રહેલી હોય તે બધું તૃણ નામને પાત્ર થાય, તો સર્વે નામો ધાતુજનિત હોવાથી જે જે ભાવો (અર્થાત્ ક્રિયાઓ) સાથે તેમનો સંબંધ જોડાય (અથવા જે જે ક્રિયા કોઈ પ્રાણી કરે) તેને તે તે ક્રિયાઓ ઉપરથી એ નામ મળવાં જોઈએ. જો એમ હોય તો પછી स्थूणा (સ્તંભ)ને दरशया (ખાડામાં જડેલી) અથવા सञ्जनी (ટેકો આપનારી) કહેવાય !"[3] આવું નામકરણ અર્થસંભ્રમ પેદા કરે, એમ અહીં યાસ્કને ચોખ્ખું અભિપ્રેત છે. આ ચતુર તર્કની પાછળ શબ્દના અર્થને લગતું, પરંપરાગત વ્યુત્પત્તિના સતત વ્યાસંગથી દૃઢ થયેલું, ચિન્તન વ્યક્ત થાય છે. નામોની ઉત્પત્તિમાં શબ્દાનુકૃતિ ભાગ ભજવે છે એ આશયનું વિધાન પણ યાસ્કે કર્યું છે.[4] એના ઉદાહરણ તરીકે એણે काक નામ આપ્યું છે, અને એવા નામ પક્ષીઓના વિશેષ હોય છે એમ કહ્યું છે. देवर શબ્દની નિરુક્તિ द्वितीय. वर: ('નિરુક્ત,' ૩-૧૫) આપવામાં આવી છે તે, નરસિંહરાવ જેને ક્રમલાઘવ કહે છે એનો, મંડૂકપ્લુતિ સમાન

---

3. अथ किञ्चित् तृन्द्यात् तृण तत् । अद्यापि चेत् सर्वाणि आन्यातजानि नामानि स्यु' यावद्भि' भावै सम्प्रयुज्येत तावद्भ्य. नामधेयप्रतिलम्भः स्यात् । तत्र एव सति स्थूणा दरशया च सञ्जनी च स्यात् ।

—'નિરુક્ત', ૧-૧૨

4. काक इति शब्दानुकृतिस्तदिद शकुनिषु बहुलम् ।

—એ જ, ૩-૧૮

વ્યુત્પત્તિ આપવાનો પ્રયાસ કદાચિત્ હોય તો પણ, એમાં યાસ્કાચાર્યે શબ્દમાં સામાજિક રીતિનું પ્રતિબિંબ પડે છે એમ બતાવવાનો સ્પષ્ટ પ્રયાસ કર્યો છે. યાસ્કના ટીકાકાર દુર્ગે કુશલ અને પ્રવીણ શબ્દની સમજૂતી આપી છે ત્યાં તેણે, અજાણ્યે પણ, ભાષામા વ્યાપક રીતે પ્રવર્તમાન અર્થવિસ્તારના વ્યાપારને સ્પર્શ કર્યો છે.

મનુષ્યવાણીની ઉત્પત્તિ કેવી રીતે થઈ એ પ્રશ્નની મીમાંસા ભાષાશાસ્ત્રના ક્ષેત્રમાં આવી ન શકે એવો મત કેટલાક વિદ્વાનોનો છે. આવા મતના સમર્થનમાં કારણો આ પ્રમાણે છે: કોઈ પણ વસ્તુનો શાસ્ત્રીય વિચાર કરી વ્યાપ્તિઓ બાંધવા માટે કંઈક ઉદાહરણરૂપ સામગ્રી આપણી પાસે હોવી જોઈએ. વાણીની ઉત્પત્તિને સંબંધ છે ત્યાં સુધી એવી સામગ્રી આપણને મળી શકે એમ નથી. જંગલીઓની ભાષા અથવા બાળકોની ભાષા ઉપરથી આ દિશામાં જે અનુમાનો કરવામાં આવે, તે અગણિત વર્ષો પહેલાં મનુષ્યવાણીની ઉત્પત્તિ થઈ હશે ત્યારની પરિસ્થિતિ ઉપર કેવી રીતે પ્રકાશ પાડી શકે એ એક મુંઝવનારો સવાલ છે. અર્થાત્ જેનો વિચાર કરવા માટે જોઈતી પ્રમાણસામગ્રી મળી શકે નહિ એવો આ વિષય ભાષાશાસ્ત્રની નહિ, પણ જ્ઞાનશાસ્ત્ર અથવા જ્ઞાનપ્રમાણશાસ્ત્ર (Epistemology) ની મર્યાદામાં આવે.

આ પ્રશ્નનું નિરાકરણ પ્રાચીન ભારતના ચિન્તકોએ પોતાની રીતે આપવા પ્રયાસ કર્યો છે. ભાષાની ઉત્પત્તિના પ્રશ્ન ઉપર તે દ્વારા પ્રકાશ પડે છે કે કેમ એ જુદી વસ્તુ છે, પણ અર્થ વ્યક્ત કરવાની શબ્દની જે ચમત્કારિક શક્તિ એને લગતું ગહન ચિન્તન તેમાં વ્યક્ત થાય છે. સંસ્કૃત વૈયાકરણોએ 'સ્ફોટવાદ'નો વિકાસ કરીને આ દિશામાં મોટો ફાળો આપ્યો છે. શબ્દના ઉપાદાનભૂત સ્થૂલ વર્ણોના મૂળમાં રહેલી સૂક્ષ્મ અર્થવ્યંજક શક્તિ એ સ્ફોટ છે, એવી એક સમજૂતી આવી શકાય. જો કે એ સમજૂતી સ્ફોટની સર્વ અર્થ-ચ્છાયાઓ વ્યક્ત કરવાને અશક્ત છે. 'મહાભાષ્ય'કાર પતંજલિએ

શબ્દને 'નિત્ય' કહ્યો છે, તથા 'કૂટસ્થ,' 'અવિચાલી,' 'અવિકારી,' 'અનુપજન' તથા 'અનપાય' એવાં વિશેષણો પણ એને આપ્યાં છે. શબ્દ એ નિત્ય છે અને 'કાર્ય' (કોઈએ બનાવેલો) નથી એ મતનું સબળ પ્રતિપાદન પતંજલિએ એક લૌકિક દૃષ્ટાન્ત દ્વારા કર્યું છે. તે લખે છે: "શબ્દ, અર્થ અને (એ બેનો) સંબંધ સિદ્ધ (અર્થાત્ નિત્ય) છે એમ શી રીતે જાણી શકાય? લોકવ્યવહારથી. લોકવ્યવહારમાં માણસ વસ્તુની જરૂર પડે ત્યારે (તેના વાચક) શબ્દનો પ્રયોગ કરે છે, પણ શબ્દો બનાવવાનો પ્રયત્ન કરતો નથી. જે ભાવો (વસ્તુઓ) પેદા થઈ શકે એમ છે તે ઉત્પન્ન કરવાનો પ્રયાસ (જરૂર પડતાં) કરવામાં આવે છે. ઉદાહરણ તરીકે, જેને ઘડાની જરૂર હોય તે કુંભારને ઘેર જઈને કહેશે કે 'ઘડો બનાવ, મારે એનું કામ છે.' એ જ રીતે શબ્દોનો પ્રયોગ કરવા ઇચ્છનાર વૈયાકરણને ઘેર જઈને એમ નહિ કહે કે—શબ્દો બનાવી આપ, મારે પ્રયોગ કરવો છે."[5] અલબત, આ દૃષ્ટાન્ત સામાન્ય રીતે બંધબેસતુ હોવા છતા બધી રીતે ઉચિત છે એમ કહી ન શકાય, કેમ કે નવા વિચારો વ્યકત કરવા માટે શબ્દો ઘણી વાર ઘડવા પડે છે અથવા તજ્જ્ઞોએ ખાસ ઘડેલી પરિભાષાનો પ્રયોગ કરવાની જરૂર પડે છે.

શબ્દની નિત્યતા પ્રતિપાદન કરવા વિષે વૈયાકરણો અને મીમાંસકોની એકમતિ છે; જો કે એ નિર્ણય ઉપર આવવાની બન્નેની રીત જુદી જુદી છે. મીમાંસા દર્શનનો મુખ્ય ઉદ્દેશ ધર્મનું

---

5 कथं पुनर्ज्ञायते सिद्धः शब्दोऽर्थः सम्बन्धश्चेति । लोकतः । यल्लोकेऽर्थमर्थमुपादाय शब्दान् प्रयुञ्जते नैषां निर्वृत्तौ यत्नं कुर्वन्ति । ये पुनः कार्या भावा निर्वृत्तौ तावत्तेषां यत्नः क्रियते । तद् यथा—घटेन कार्यं करिष्यन् कुम्भकारकुलं गत्वाह कुरु घटं कार्यमनेन करिष्यामीति । न तद्वच्छब्दान् प्रयोक्ष्यमाणो वैयाकरणकुलं गत्वाह कुरु शब्दान् प्रयोक्ष्य इति ।— 'મહાભાષ્ય' (વાસુદેવશાસ્ત્રી અભ્યંકરની આવૃત્તિ), ગ્રન્થ ૧, પૃ ૧૭

પ્રતિપાદન છે ધર્મને માટે પ્રમાણભૂત વેદ છે વેદની પ્રામાણિકતા સ્થાપિત કરવા પ્રચ ડ બૌદ્ધિક પુરુષાર્થ મીમાસકોએ કર્યો છે મીમાસા દર્શન ઈશ્વરમા માનતુ નથી, એટલે વેદોનો કોઈ કર્તા નથી. વેદ નિત્ય છે તથા પુરુષનિર્મિત નહિ હોવાને કારણે અપૌરુષેય છે વેદની નિત્યતા પુરવાર કરવા માટેનુ સૌથી સબળ પ્રમાણ શબ્દોની નિત્યતા છે શબ્દનો કર્ણગોચર થતો ધ્વનિ અનિત્ય છે, પણ શબ્દ પોતે નિત્ય છે. ઉચ્ચારણ શબ્દને ઉત્પન્ન કરતુ નથી, પણ એના રૂપને આવિર્ભૂત કરે છે શબ્દોનો અર્થ સાથેનો સ બ ધ પણ સ્વાભાવિક અને નિત્ય છે વેદ એ નિત્ય શબ્દસમૂહાત્મક છે આથી વેદ નિત્ય છે અનિત્ય ધ્વનિથી અર્થ સિદ્ધ થતો નથી એવુ જોઈને વૈયાકરણોએ વર્ણક્રમહીન નિરવયવ નિત્ય શબ્દની કલ્પના કરી, જેને સ્ફુટત્યર્થોऽસ્માત્ એ વ્યુત્પત્તિ અનુસાર સ્ફોટ નામ અપાયુ મીમાસાની દૃષ્ટિએ વર્ણાત્મક શબ્દ જ નિત્ય છે, અને નહિ કે સ્ફોટાત્મક મીમાસક આચાર્યોએ યુક્તિપૂર્વક તેમ જ અભિનિવેશથી સ્ફોટવાદનુ ખ ડન કર્યુ છે આમ છતા બન્ને ચિન્તનપર પરાઓ સામાન્યપણે શબ્દના નિત્યત્વ વિષે એકમત છે

ઔદુમ્બરાયણ નામે એક પ્રાચીન આચાર્ય જેનો મત યાસ્કે ટાક્યો છે તે અને આખી યે નૈયાયિકપર પરા, આથી ઊલટુ , શબ્દની અનિત્યતાનુ પ્રતિપાદન કરે છે નૈયાયિકોએ જ્ઞાનના સાધન તરીકે સ્વીકારેલા ચાર પ્રમાણોમા એક શબ્દપ્રમાણ છે, અને એથી શબ્દ વિષે સૂક્ષ્મ વિચાર કરવાનું નૈયાયિકોને પ્રાપ્ત થયુ છે આમ પુરુષનુ વાક્ય શબ્દપ્રમાણ તરીકે સ્વીકારાય છે વાક્ય પદો વડે બને છે તથા વાક્યાર્થના બોધ માટે પદોની આકાક્ષા, યોગ્યતા અને સનિધિની અપેક્ષા રહે છે નૈયાયિકોના મત અનુસાર અભિધા અને લક્ષણા એ બે શક્તિ પદોમા રહેલી છે વિશિષ્ટ અર્થોના આરોપણવિષયક સ કેત પરત્વે પ્રાચીન નૈયાયિકો ઈશ્વરની ઇચ્છાને કારણભૂત માને છે, જ્યારે નવ્ય નૈયાયિકો પુરુષની ઇચ્છાને પણ કારણ માને છે. ઈશ્વરનુ

કર્તૃત્વ નહિ સ્વીકારનારા મીમાંસકો, કહ્યું જ કહ્યું તેમ વેદનું ઈશ્વરકર્તૃત્વ સ્વીકારી શકે નહિ આથી વેદ અપૌરુષેય છે અને શબ્દ નિત્ય છે પણ નૈયાયિકો જગત્કર્તા ઈશ્વરને માને છે આથી વેદ ઈશ્વરકર્તૃક હોઈ પૌરુષેય છે, અને શબ્દ એ કાર્ય હોવાથી અનિત્ય છે પણ જગતના ક્ષણભંગુર પદાર્થોની અનિત્યતા અને શબ્દની નૈયાયિકસંમત અનિત્યતા એ બેનો પ્રકાર એક નથી એટલું ધ્યાનમાં રાખવાનું છે,

શબ્દમાં રહેલી અર્થવ્યક્તિની ચમત્કારિક શક્તિથી આ ગહન ચિન્તન ઉદ્ભવેલું છે અને એટલા જ કારણથી એ વિષેની ટૂંકી નોંધ અહીં સંગતગણેલી છે 'વાક્યપદીય'કાર ભર્તૃહરિએ 'શબ્દ' અને 'પરબ્રહ્મ'નો પ્રયોગ પર્યાય તરીકે કરેલો છે પ્રાચીન ભારતમાં વિકસેલી શબ્દની ફિલસૂફીની પરાકાષ્ઠા વાક્યપદીયમાં દેખાય છે મંગલાચરણમાં જ એ કહે છે—

अनादिनिधनं ब्रह्म शब्दतत्त्वं यदक्षरम् ।
विवर्ततेऽर्थभावेन प्रक्रिया जगतो यतः ॥

અનાદિનિધન અક્ષર શબ્દતત્ત્વરૂપી બ્રહ્મના અર્થભાવે વિવર્તો થાય છે, જેનાથી જગતની ક્રિયા ચાલે છે, એમાં ભર્તૃહરિના વિધાનમાં વેદાન્તના ચિન્તન અને પરિભાષાની ઊંડી અસર દેખાય છે શબ્દનું બ્રહ્મ સમાન નિત્યત્વ સિદ્ધ કરવા માટે સ્વતંત્ર દલીલો કરવા પહેલાં એ પૂર્વાચાર્યોનો હવાલો આપે છે—

नित्याः शब्दार्थसम्बन्धास्तत्राम्नाता महर्षिभिः ।
सूत्राणां सानुतन्त्राणां भाष्याणाञ्च प्रणेतृभिः ॥ (१२३)

પાટણમાં ખેતરવસીના પાડાના જ્ઞાનભંડારમાં 'શબ્દબ્રહ્મોલ્લાસ' નામે એક વ્યાકરણગ્રન્થની તાડપત્રીય પ્રતિ છે એના કર્તા ઈસવી સનના બારમા સૈકાના પૂર્વાર્ધમાં ગુજરાતમાં થઈ ગયેલા મંત્રી વસ્તુપાલના મિત્ર અને સમકાલીન જૈન આચાર્ય ઉદયપ્રભસૂરિ છે આ ગ્રન્થનો પ્રારંભનો થોડોક ભાગ જ મળે છે પણ જેટલો મળે છે

એમાં 'વાક્યપદીય'ની જેમ પાસાદાર અનુષ્ટુપોમાં શબ્દ અને બ્રહ્મનું ઐકત્વ પ્રતિપાદન કરેલું છે. આ પ્રકારના વેદાન્તપરિપ્લુત, ભાષાવિષયક ચિન્તનની એક જૈન ગ્રન્થકર્તા ઉપર કેટલી અસર થયેલી છે એ સૂચિત કરવા માટે આટલો ઉલ્લેખ પ્રસ્તુત ગણાશે.

શબ્દોના અર્થના ભેદક કારણોની માર્મિક ચર્ચા 'વાક્યપદીય'કારે કરી છે—

वाक्यात्प्रकरणादर्थादौचित्याद्देशकालत. ।
शब्दार्थाः प्रविभज्यन्ते न रूपादेव केवलात् ॥

सयोगो विप्रयोगश्च साहचर्य विरोधिता ।
अर्थ प्रकरण लिङ्ग शब्दस्यान्यस्य सन्निधि ॥

सामर्थ्यमौचिती देश कालो व्यक्ति स्वरादय ।
*शब्दार्थस्यानवच्छेदे विशेषस्मृतिहेतव ॥* (૧-૩૧૬ થી ૩૧૮)

"માત્ર (શબ્દના) રૂપથી નહિ પણ વાક્યથી, પ્રકરણથી, ઔચિત્યથી, અને દેશકાળથી શબ્દાર્થનો ભેદ થાય છે (અર્થાત્ એક જ શબ્દ વિભિન્ન અર્થનો વાચક બને છે) સંયોગ, વિયોગ, સાહચર્ય, વિરોધિતા, અર્થ, પ્રકરણ, લિંગ, શબ્દોની પરસ્પર સંનિધિ, સામર્થ્ય, ઔચિત્ય, દેશ, કાલ અને સ્વરાદિ—શબ્દનો અર્થ સ્પષ્ટ ન હોય ત્યારે—(ચિત્તને) વિશિષ્ટ અર્થનું સ્મરણ કરાવવાના હેતુરૂપ બને છે."

મમ્મટે 'કાવ્યપ્રકાશ'ના બીજા ઉલ્લાસમાં વ્યંજનાના સ્વરૂપની ચર્ચા કરતાં ભર્તૃહરિના આ શ્લોકો ઉતાર્યા છે અને એના પ્રત્યેક અર્થભેદક હેતુનાં સમુચિત ઉદાહરણો વૃત્તિમાં આપ્યાં છે. નૈયાયિકોથી એક ડગલું આગળ વધી, અભિધા અને લક્ષણા ઉપરાંત ત્રીજી શબ્દશક્તિનો—વ્યંજનાનો સ્વીકાર ભારતીય સાહિત્યશાસ્ત્રે કર્યો એમાં પણ એક દૃષ્ટિએ શબ્દાર્થશાસ્ત્રનો નિગૂઢ વ્યાપાર જોવામાં આવે છે. અભિધાનું સ્થાન લક્ષણા ક્યારે લે તેની તથા લક્ષણા અને

વ્યંજનાના પ્રકારો ઇત્યાદિની સાહિત્યની દૃષ્ટિએ સારી ચર્ચા પ્રાચીનોએ કરી છે; અર્થવ્યાપારની ઊંડી સમજ એ ચર્ચામાં રહેલી છે.

જૈન આગમસાહિત્યના એક પ્રસિદ્ધ ગ્રન્થ 'અનુયોગદ્વાર સૂત્ર'માંનું કેટલુંક નિરૂપણ શબ્દાર્થશાસ્ત્રની દૃષ્ટિએ વિશિષ્ટ મહત્ત્વ ધરાવે છે. જૈન પરંપરા અનુસાર, એના કર્તા આર્ય રક્ષિતસૂરિ મનાય છે. આગમસાહિત્યને ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ, ધર્મકથાનુયોગ અને દ્રવ્યાનુયોગ—એ પ્રમાણે ચાર અનુયોગોમાં એમણે વિભક્ત કર્યાનું ગણાય છે. ઈસવી સનની પહેલી શતાબ્દીમાં તેઓ વિદ્યમાન હતા, એ જોતાં 'અનુયોગ દ્વાર'માંનું નિરૂપણ પણ એ સમય જેટલું જૂનું ગણાય. 'અનુયોગદ્વાર'ના કર્તૃત્વનું આર્ય રક્ષિતસૂરિ ઉપર થયેલું આરોપણ કદાચિત્ ઐતિહાસિક દૃષ્ટિએ પ્રમાણોપેત ગણવામાં ન આવે તો પણ ઈસવી સનની પાંચમી સદીમાં સૌરાષ્ટ્રના વલભીપુરમાં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના અધ્યક્ષપણા નીચે બધાં આગમો લિપિબદ્ધ થયાં, એ સમય કરતાં તો એ નિઃશંકપણે જૂનું છે.

'અનુયોગદ્વાર સૂત્ર' એક પ્રકારનો સર્વસંગ્રહ છે. એની રચના પ્રશ્નોત્તરરૂપે થયેલી છે અને વિવિધ ધાર્મિક વિષયો ઉપરાંત કાવ્યરસ, સંગીત, ભાષા અને વ્યાકરણ જેવા વિષયોનું નિરૂપણ એમાં છે. ભાષાને લગતા નિરૂપણમાં નામની ચર્ચા કર્તાએ જે રીતે કરી છે એમાં શબ્દાર્થશાસ્ત્રની દૃષ્ટિએ આ વસ્તુનો વિચાર કરવા માટેની તેની ઊંડી સમજ જણાઈ આવે છે. એ વિષયમાં તેણે કરેલાં નિરીક્ષણ અને આપેલાં ઉદાહરણ આજે પણ એ વિષયના કોઈ પણ અભ્યાસીનું ધ્યાન આકર્ષી રાખે એમ છે અહીં એનો સાર જોવો પ્રસ્તુત થશે.

'અનુયોગદ્વાર સૂત્ર'ના ૧૩૦ મા સૂત્રમા કર્તા કહે છે કે નામ દશ પ્રકારનાં છે—ગૌણ, નોગૌણ, આદાનપદથી, પ્રતિપક્ષપદથી, પ્રધાન-

તાથી, અનાદિસિદ્ધાન્તથી, નામથી, અવયવથી, સંયોગથી અને પ્રમાણુથી.[6] આ દશે પ્રકારનાં નામના ઉદાહરણુ મૂળ સૂત્રમાં આપ્યાં છે, અને એનુ વિશદ સ્પષ્ટીકરણુ તે ઉપરની મલધારી હેમચન્દ્રની વૃત્તિ (ઈસવી સનનો ૧૨ મો સૈકો) માં આપવામાં આવ્યુ' છે.

ગૌણુ અર્થાત્ ગુણુનિષ્પન્ન નામના ઉદાહરણુ તરીકે—ક્ષમા કરે છે તે ક્ષમણુ, તપે છે તે તપન, જ્વલે તે જ્વલન આદિ આપ્યાં છે.[7] સારાશ કે ગૌણુ નામોના અર્થો વ્યુત્પત્તિસિદ્ધ છે નોગૌણુ અર્થાત્ ગુણુનિષ્પન્ન ન હોય એવાં નામનાં ઉદાહરણુ આ પ્રમાણે આપ્યાં છે—કુન્ત (ભાલા) વિનાનુ હોવા છતા એક પક્ષી સકુન્ત (स शकुन्त) કહેવાય છે, મુદ્દગ (મગ) વિનાનો છતા સમુદ્દગ, મુદ્રા (વીંટી) વિનાનો છતા સમુદ્ર, અલાલ (લાળ વિનાનું) છતાં પલાલ (પરાલ, સં. प्रलाल 'પુષ્કળ લાળવાળુ''), કુલિકા વિનાની છતા સકુલિકા (સમડી) કહેવાય છે, ઇત્યાદિ.[8] લૌકિક દષ્ટિએ આપેલી આ કૃત્રિમ વ્યુત્પત્તિઓ છે. પણુ એમાં વિલક્ષણુ લાગતાં નામકરણો પ્રત્યે

---

6. से किं त दसनामे ? २ दसविहे पण्णत्ते, त जहा गोण्णे नोगोण्णे आयाणपएण पडिवक्खपएण पाहण्णयाए (पहाणयाए) अणाइअसिद्धतेण नामेण अवयवेण सजोगेण पमाणेण । (સૂત્ર ૧૩૦)

7. से किं त गोण्णे ? २ खमइ त्ति खमणो तवइ त्ति तवणो जलइ त्ति जलणो पवइ त्ति पवणो, से त गोण्णे । એ જ

8 से किं त नोगुण्णे ? अकुतो सकुतो अमुग्गो समुग्गो अमुद्दो समुद्दो अलाल पलाल अकुलिआ सकुलिआ नो पल असइ त्ति पलासो अमाइवाहए माइवाहए अबीअवावए बीअवावए नो इदगोवए इदगोवे, से त नोगोण्णे । એ જ.

'પલલ' અને 'સકુલિકા' એ બે શબ્દો પરત્વે આ વૈચિત્ર્ય પ્રાકૃતમાં જ છે, સંસ્કૃતમાં નથી એ વિષે ટીકાકાર લખે છે—प्राकृतशैलीमङ्गीकृत्यायमर्थो

કુતૂહલ વ્યક્ત કરીને, ગુણનિષ્પન્ન નહિ એવાં નામો પણ પદાર્થોને અપાય છે એમ બતાવવાનો પ્રયાસ છે.

આદાનપદથી પડતાં નામ વિષે કહ્યું છે કે—કેટલાંક શાસ્ત્રાદિ એના પ્રારંભિક શબ્દોથી ઓળખાય છે તે આદાનપદનાં ઉદાહરણ કહેવાય. જેમ કે—'આચારાંગ સૂત્ર'નું પાંચમું અધ્યયન 'આવંતી' તરીકે, 'ઉત્તરાધ્યયન સૂત્ર'નું ત્રીજું અને ચોથું અધ્યયન અનુક્રમે 'ચાઉરંગિજ્જ' અને 'અસંખય' તરીકે ઓળખાય છે,[9] ઇત્યાદિ.

પ્રતિપક્ષપદમાં કર્તાએ એવાં નામોનું સૂચન કર્યું છે, જેમાં એક પ્રકારની વક્રોક્તિ રહેલી છે. સૂચિત કરવાની વસ્તુના ગુણથી વિરુદ્ધ પ્રકારનું વસ્તુનું નામ હોય તે પ્રતિપક્ષપદ. ભાષામાં સર્વ કાળે આ પ્રકારનું વલણ ઓછાવત્તા પ્રમાણમાં રહેલું છે. એનાં વિશેષ ઉદાહરણ આપણે આગળ જોઈશું (વ્યાખ્યાન ૪) અહીં સૂત્રકારે પ્રતિપક્ષનામના કેટલાક સૂચક દાખલા આપ્યા છે એ લખે છે—જ્યારે નવાં ગામો વસતાં હોય ત્યારે અશિવા અથવા અકલ્યાણકારી શિયાળને પણ શિવા કહે છે. સંસ્કૃતમાં 'શિયાળ'નો એક પર્યાય શિવા છે. (ભારવિએ 'કિરાતાર્જુનીય'ના પહેલા સર્ગના ૩૮ મા

---

मन्तव्या, सस्कृते तु तृणविशेषरूप पलाल निर्व्युत्पत्तिकमेवोच्यते इति न यथार्थायथार्थचिन्ता सभवति . 'अउलिया सउलिय'त्ति इत्येवमिहापि प्राकृतशैलीमेवाङ्गीकृत्यायथार्थता, सस्कृते तु शकुनिकैव साऽभिधीयत इति कुतस्तच्चिन्तासम्भवः ? इत्येवमन्यत्राप्यविरोधत. सुधिया भावना कार्या (એ જ). મૂળ સૂત્ર અને એમાનાં ઉદાહરણ પ્રાકૃતમાં હોવાથી આટલો ખુલાસો પ્રસ્તુત છે.

9. से किं त आयाणपएण ? २ (धम्मोमगल चूलिआ) आवती चाउरंगिज्जं असखय अहातत्यिज्ज अद्दइज्ज जण्णइज्जं पुरिसइज्ज (उसुकारिज्ज) एलइज्ज वीरिय धम्मो मग्गो समोसरण जमइअ, से त आयाणपएण । એ જ.

શ્લોકમાં વનવાસી યુધિષ્ઠિર પ્રભાતમાં 'અશિવા'-અપશુકનિયાળ 'શિવા'ના રુદનના અવાજથી જાગે છે એમ વર્ણવ્યું છે ત્યાં આ 'પ્રતિપક્ષપદ'નો કવિત્વમય પ્રયોગ છે—पुराधिरूढः शयन महाधनं विबोध्यसे यः स्तुतिगीतिमङ्गलैः । अदभ्रदर्भामधिशय्य स स्थलीं जहासि निद्रामशिवैः शिवारुतैः ॥ ) એ જ પ્રમાણે કોઈ માણસ કારણવશાત્ 'અગ્નિ'ને 'શીત' કહે છે અને 'વિષ'ને મધુર કહે છે. કલાલના ઘરમાં હંમેશાં 'અમ્લ'ને બદલે 'સ્વાદુ' શબ્દ બોલવામાં આવે છે. આના કારણમાં ટીકાકાર મલધારી હેમચન્દ્ર નોંધે છે કે—કલાલના ઘરમાં 'અમ્લ' શબ્દ બોલવાથી સુરા બગડી જાય છે એવી માન્યતાને કારણે અનિષ્ટપરિહાર માટે 'અમ્લ'ને બદલે 'સ્વાદુ' બોલાય છે.[10] આ ઉપરાંત જે 'રક્ત' છે તે 'અરક્તક' (પ્રા. अलत्तए, 'અળતો'), જે लाऊ છે તે अलाऊ,[11] અને જે 'સુંભ' (ટીકાકાર અનુસાર 'શુભવર્ણકારી') છે તે 'કુસુંભ' (ગુજ 'કસુંબો') કહેવાય એ

---

10. तथा कल्पपालगृहेषु किलाम्लशब्दे समुच्चारिते सुरा विनश्यति अतोऽनिष्टशब्दपरिहारार्थमम्ल स्वादूच्यते । એ જ.

11. अलाउ એટલે તુંબડી. अलाऊनुं लाउ રૂપ પ્રાકૃતમાં જ આસ્વરિત પ્રથમ-શ્રુતિલોપના ઉત્સર્ગથી થયેલુ છે, એટલે મૂળે એ બન્ને શબ્દો અભિન્ન છે. જો કે ટીકાકારે यदेव लाति आदत्ते धरति प्रक्षिप्तं जलादि वस्तु इति निरुक्तेर्लाबु એવી વ્યુત્પત્તિ સ્વીકારીને अलाबु સાથેની એની પ્રતિપક્ષતા બનાવવાનો પ્રયાસ કર્યો છે

'રક્ત'ની પૂર્વે 'અ' લાગીને 'અરક્તક' (અળતો) થયું ત્યાં 'અ' વડે 'અતિ'નો ભાવ વ્યક્ત થાય છે એમ ગણવું જોઈએ; જેમ કે ઘોર અઘોર, લોપ અલોપ, જડ અજડ, મુંઝવણ-અમુંઝણ, ઇત્યાદિ. મરાઠીમાં તથા પૌર્વાત્ય હિન્દીમાં 'અચપલ' શબ્દ 'ચપલ'ના અર્થમાં છે.

વિપરીત ભાષા છે[12] આ પ્રકારના નામો નોગૌણ નામોથી કઈ રીતે જુદા પડે છે એ સમજાવતા ટીકાકાર કહે છે કે—'સકુન્ત' વગેરે નામોમા કુન્તાદિ પ્રવૃત્તિ નિમિત્તનો માત્ર અભાવ છે, જ્યારે અહીં તો પ્રતિપક્ષધર્મના વાચકત્વની અપેક્ષા છે, એ બન્ને વચ્ચેનો ભેદ છે[13]

પ્રધાનતાથી પડતા નામોમા અશોકવન, સપ્તપર્ણવન, ચંપકવન, નાગવન, પુનાગવન, ઇક્ષુવન, શાલિવન આદિ ગણાય અમુક વનમા અમુક વૃક્ષની પ્રધાનતા હોય તે ઉપરથી આવુ નામ પડે અનાદિ-સિદ્ધાન્ત નામોમા સૂત્રકારે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, અદ્ધાસમય આદિ જૈન સિદ્ધાન્ત સાથે સંબંધ ધરાવતા શબ્દોનો સમાવેશ કર્યો છે એવા નામો અનાદિ કાળથી ચાલતા આવેલા સૂત્રકારે ગણ્યા છે ( )

પિતાપિતામહના નામ ઉપરથી કોઈને બોલાવાય એ, નામથી પડતુ નામ કહેવાય, પિતાનુ જે નામ હોય તે જ પુત્રનુ પણ પાડવામા એ રિવાજની અહીં ટીકાકાર નોધ કરે છે[14]

---

12 से किं त पडिवक्खपएण ? २ नवेसु गामागरणगरखेडकब्बडमडब-दोणमुहपट्टणासमसवाहसनिवसेसु सनिविस्समाणेसु असिवा सिवा अग्गी सीअलो विस महुर कल्लालघरेसु अविल साउअ जे रत्तए से अलत्तए जे लाउए से अलाउए ज सुभए स कुसुभए आलवते विवलीअभासाए, से त पडिवक्खपएण । 'અનુયોગદ્વાર', સૂત્ર ૧૩૦

13 प्रतिपक्षनामता यथायोग्य सर्वत्र भावनीया, ननु च नोगौणादिक न भिद्यते इति चेत् नैतदेव, तस्य कुन्तादिप्रवृत्तिनिमित्ताभावमात्रेणैवोक्तत्वाद, अस्य तु प्रतिपक्षधर्मवाचकत्वसापेक्षत्वादिति विशेष । એ જ

14 पित्रादेर्यद् बन्धुदत्तादिनामासीत् तत्पुत्रादेरपि तदेव विधीयमान नाम्ना नामोच्यत इति तात्पर्यम् એ જ

અવયવથી પડતાં નામોમાં શૃંગી, શિખી, વિષાણી, દાઢી, પક્ષી, ખુરી, નખી, વાલી, દ્વિપદ, ચતુષ્પદ, બહુપદ, નંગુલી, કેસરી, કકુદી, ઇત્યાદિ પ્રકારનાં નામ આવે.[15]

સંયોગથી થતાં નામો વિષે સૂત્રકાર લખે છે કે સંયોગ ચાર પ્રકારના છે : દ્રવ્યસંયોગ ('છત્ર' વડે 'છત્રી' અર્થાત્ છત્રવાળો, 'દંડ' વડે 'દંડી' અર્થાત્ દંડવાળો), ક્ષેત્રસંયોગ (માલવ, માગધ, સૌરાષ્ટ્રક, મહારાષ્ટ્રક), કાલસંયોગ ('પ્રાવૃષક' ઇત્યાદિ), અને ભાવસંયોગ ('જ્ઞાન' વડે 'જ્ઞાની,' 'દર્શન' વડે 'દાર્શનિક,' 'ક્રોધ' વડે 'ક્રોધી,' 'માન' વડે 'માની' ઇત્યાદિ).

પ્રમાણથી થતાં નામની વાત કરતાં સૂત્રકારે 'જીવિતનામ'નો ઉલ્લેખ કર્યો છે, એ ઘણો રસપ્રદ છે. अवकरए (કચરો), उक्कुरुडए (ઉકરડો), उज्झिअए (ત્યજાયેલો), कज्जवए (પૂંજો, ગુજ. 'કાજો'), सुप्पए ('સૂપડામાં મુકાયેલો') એ બધાં જીવિતનામો છે. જેમનાં બાળકો ન જીવતાં હોય એવાં માબાપ પોતાનાં બાળકોનાં આવાં અને આને મળતાં નામ પાડે એવી પ્રથા અનેક સ્થળે છે, અને એની સાથે જાતજાતની પરંપરાગત માન્યતાઓ જોડાયેલી હોય છે. અહીં ટીકાકારે પણ એ વિષે કેટલીક નોંધ કરી છે.[16]

---

15. અહીં સૂત્રકારે આ બે ગાથાઓ ટાંકી છે—

सिंगी सिही विसाणी दाढी पक्खी खुरी नही वाली ।
दुपय चउप्पय बहुपया नंगुली केसरी कउही ॥
परिअरबंधेण भडं जाणिज्जा महिलिअं निवसणेणं ।
सित्थेण दोणपायं कविं च इकाए गाहाए ॥

से तं अवयवेणं । એ જ.

16. इह यस्या जातमात्रमपत्यं म्रियते सा लोकस्थितिवैचित्र्याज्जातमपि किञ्चिदपत्यं जीवननिमित्तमवकरादिष्वस्यति, तस्य चावकरकः उत्कुरुटक इत्यादि यन्नाम क्रियते तज्जीविकाहेतोः स्थापनानामाख्यायते, 'सुप्पए'त्ति यः सूर्पे कृत्वा त्यज्यते तस्य सूर्पक नाम स्थाप्यते, એ જ.

'અનુયોગદ્વાર સૂત્ર'મા નામોના જે ભેદ પાડ્યા છે એની વ્યાકરણગત શાસ્ત્રીયતા વિશે મતભેદ પડવા સભવ છે; 'અનુયોગદ્વાર સૂત્ર'ના કર્તાનો ઉદ્દેશ જેને સામાન્ય રીતે ભાષાનુ વ્યાકરણ કહેવામા આવે છે તે આપવાનો નથી, પણ ખાસ કરીને જૈન વાચકોને ઉદ્દેશીને ભાષાની સજ્ઞાઓની વ્યુત્પત્તિમૂલક તથા અર્થગત ચર્ચા કરવાનો છે. આ ચર્ચા તેણે મુખ્યત્વે પ્રાકૃત ભાષાને ઉદ્દેશીને કરેલી છે, પણ એમાથી નિષ્પન્ન થતા સામાન્ય વિધાનો—મતભેદને પાત્ર હોય તો પણ—વ્યાપક મહત્ત્વ ધરાવે છે અર્થફેરમા કારણભૂત કેટલાક માનસિક બળો પ્રત્યે સૂત્રકારે અગુલિનિર્દેશ કર્યો છે અને એના કેટલાક સુન્દર ઉદાહરણ આપ્યા છે

આમ આપણા દેશમા શબ્દાર્થશાસ્ત્ર વિષે છૂટક છૂટક વિચારો ઘણા પ્રાચીન કાળથી થયા છે, પણ એ વિચારોની શાસ્ત્રરૂપે વ્યવસ્થા થઈ નથી

વાઢીને પાળી કહે, પાળીને કહે વાઢી;
ખારાને મીઠુ કહે, એવા લોક અનાડી
ગદાને કહે સાફી,[17] ઊનાને કહે ટાઢા,
ખારાને મીઠુ કહે, એવા લોક આડા.
અનેક રગે રગી તો યે લોક કહે નારગી,

અથવા

રગી કો નારગી કહે ઔર ચલતી કો કહે ગાડી
ખારે કો તો મીઠા કહેવે (મેલે કો તો સાફી કહેવે),
એસે લોગ અનાડી.

એવા લોકપ્રચલિત પદ્યોમા પણ 'અનુયોગદ્વાર સૂત્ર' જેને 'પ્રતિપક્ષપદ' કહે છે એવા શબ્દોની પ્રવૃત્તિ પાછળના માનસિક વૈચિત્ર્ય પ્રત્યે વિનોદ કરવાનો પ્રયાસ છે

---

17 સાફી એટલે ચલમ નીચેનુ કપડું તે હમેશા મેલુ હોય છે

અગાઉ કહ્યું તેમ, શબ્દાર્થશાસ્ત્રનો અભ્યાસ કોશ સાથે અનિવાર્યપણે જોડાયેલો છે, સંસ્કૃતમાં વૈદિક 'નિઘંટુ'થી માંડી બહુસંખ્ય કોશોની રચના થઈ છે, એકબે જૂના કોશ પ્રાકૃતમાં છે તથા વ્રજ વગેરે સાહિત્યિક ભાષાઓમાં પણ કવિઓ અને કવિપદેચ્છુઓની અનુકૂળતા માટે સંખ્યાબંધ કોશો રચાયા છે પ્રાચીન કાળથી માંડી પ્રમાણમાં અર્વાચીન કાળ સુધીના સંસ્કૃત કોશોનો પદ્ધતિસર અભ્યાસ કરવામાં આવે તો એ માલૂમ પડે કે સંસ્કૃત એ કઈ રીતે જીવતી ભાષા તરીકે ચાલુ રહી હતી, એ જૂના શબ્દોનો કેવી રીતે ત્યાગ કરતી હતી અને નવા શબ્દોનો સ્વીકાર કરતી હતી અથવા જૂના શબ્દોને નવા અર્થોમાં કે અર્થચ્છાયાઓમાં પ્રયોજતી હતી તથા આ સર્વની પાછળ બાહ્ય ભૌતિક જીવનમાંના તેમ જ પ્રજામાનસના કેવા પરિવર્તનો કામ કરી રહ્યા હતા અને દેશભાષાઓ પ્રાકૃતની અને લોકભાષાઓની અસરો કેવી રીતે ઝીલી હતી પણ એ કાજે કોશોનો અને કોશકારોનો ઉદ્દેશ જુદો હતો અનેકાર્થકોશ કે પર્યાયકોશના રચયિતાઓને પણ આ પ્રકારની અર્થમીમાંસા કરવાની જરૂર લાગી નહોતી શબ્દાર્થશાસ્ત્રના સંશોધન માટે પ્રાચીન કોશોમાંથી તેમ જ અન્ય સાહિત્યમાંથી અપાર કાચી સામગ્રી મળે છે, પણ એ વિષયના વ્યવસ્થિત નિરૂપણમાં તો કેટલાક મહત્ત્વના વિચારો અને ઉપયોગી વિધાનો જ માત્ર પ્રાપ્ત થાય છે

શબ્દાર્થશાસ્ત્રનો અભ્યાસ પશ્ચિમમાં તુલનાત્મક ભાષાશાસ્ત્રના વિકાસની પછી પ્રમાણમાં મોડો થયો છે, અને ત્યાં પણ એ વિષયના અભ્યાસીઓ તુલનાએ ઘણા ઓછા રહ્યા છે શબ્દોની વ્યુત્પત્તિ અને રૂપવિકાસને ઐતિહાસિક સન્દર્ભમાં તુલનાત્મક રીતે જોયા પછી જ એમના અર્થો વિષે વિચાર થઈ શકે એ દેખીતું છે, વળી આ માટેના ઉદાહરણો એકત્ર થયા પછી પણ આ અભ્યાસમાં કેટલીક મુશ્કેલીઓ રહેલી છે એક ધ્વનિને બીજા ધ્વનિમાં નૈસર્ગિક રીતે પલટાવનારી માનસિક અને શારીરિક ક્રિયાઓ અવયોજીને એના

નિયમો બાંધી શકાય છે, પણ એક અર્થને બીજા અર્થમા પલટાવનારી સકુલ માનસિક પ્રક્રિયાઓને નિયમબદ્ધ કરવાનું લગભગ અશક્ય છે. કેટલાક શબ્દોના અર્થ વિસ્તૃત થાય છે, કેટલાકના અર્થ સકોચ પામે છે અને કેટલાકનો બદલાઈ જાય છે એમ કહેવુ સરળ છે; વળી આ અર્થપલટામા કારણભૂત વિચારપ્રવાહ પ્રત્યે અગુલિનિર્દેશ પણ કરી શકાય પરન્તુ અમુક શબ્દસમૂહમા અર્થનો સકોચ જ થશે અથવા આથી ઊલટું, અમુક શબ્દસમૂહમાં અર્થનો વિસ્તાર જ થશે એવું જે વડે નક્કી થઈ શકે એવા મૂલભૂત સિદ્ધાન્તોની શોધ આ ક્ષેત્રમા હજી દૂર ક્ષિતિજ ઉપર પણ દષ્ટિગોચર થતી નથી. અર્થાત્ અત્યંત રસિક અને આકર્ષક હોવા છતા ભાષાના અભ્યાસનુ આ અગ માનવના ચિત્તવ્યાપારો જેટલું સકુલ અને સૂક્ષ્મ હોવા સાથે સમુદ્ર જેવું વિશાળ રહ્યુ છે. એનો અભ્યાસની અને અભ્યાસીઓની મર્યાદા પણ એમાથી નિષ્પન્ન થાય છે

ગઈ શતાબ્દીમાં આર્કબિશપ આર સી ટ્રેન્ચે ખાસ કરીને અગ્રેજી ભાષાને અનુલક્ષીને Study of Words નામે વ્યાખ્યાનમાળા ઈ સ ૧૮૫૧મા તૈયાર કરી અને તે એટલી લોકપ્રિય થઈ કે ઈ.સ ૧૮૯૧ સુધીમા તેની ૨૧ આવૃત્તિઓ થઈ ચુકી હતી ટ્રેન્ચનો આ ગ્રન્થ તથા અર્થસક્રાન્તિગત ઇતિહાસ આપતી અગ્રેજી શબ્દોની તેણે તૈયાર કરેલી એક સૂચિ (A Select Glossary of English Words)—એ બન્ને ય એમની શાસ્ત્રીય નિરૂપણપદ્ધતિ માટે એટલા જાણીતા ન હોવા છતાં કોઈ પણ વિદ્યાર્થીનો આ ક્ષેત્રમા પ્રથમ પ્રવેશ કરાવવા માટે ખૂબ ઉપયોગી છે શબ્દાર્થશાસ્ત્રનો પ્રથમ મૌલિક અભ્યાસ કરવાનુ માન ફ્રેન્ચ વિદ્વાનોને છે સૉર્બોન યુનિવર્સિટીમા ફ્રેન્ચ ભાષાના ઇતિહાસ અને જૂના ફ્રેન્ચ સાહિત્યના અધ્યાપક દાર્મેસ્તેતરે સન ૧૮૮૫ મા લડનમા આ વિષય ઉપર ફ્રેન્ચ ભાષામા જ કેટલાક વ્યાખ્યાનો આપ્યા હતાં, જેનો અગ્રેજી અનુવાદ ૧૮૮૬ મા The Life of Words as the Symbols of Ideas એ

નામથી પ્રસિદ્ધ થયો છે. શબ્દો જાણે કે જીવંત વ્યક્તિઓ હોય એ રીતે, લગભગ એક કલ્પનાશીલ સર્જકની જેમ, વ્યાખ્યાતાએ એમાં શબ્દોનાં જીવનને અવલોકવાનો પ્રયાસ કર્યો છે. કેટલાક વિવેચકો દામેસ્તેતરની આ નિરૂપણપદ્ધતિને અહીં દોષરૂપ ગણે છે, પણ શબ્દોને અશ્મીભૂત અવશેષો ('ફૉસિલ્સ') તરીકે નહિ, પણ ભાષકોનાં જીવંત સર્જનો તરીકે એ નીરખે છે એમાં, બીજા ગુણદોષોને બાજુએ રાખીએ તો પણ, દામેસ્તેતરના લખાણની મોટી વિશેષતા રહેલી છે. શબ્દાર્થશાસ્ત્રના ક્ષેત્રમાં આ કરતાં યે ચઢિયાતું પ્રદાન બીજા એક ફ્રેન્ચ વિદ્વાનનું છે. કૉલેજ-દ-ફ્રાન્સમાં તુલનાત્મક વ્યાકરણના અધ્યાપક માઈકલ બ્રીલે ઈ સ. ૧૮૯૭ માં શબ્દાર્થશાસ્ત્ર વિષે એક પ્રમાણભૂત ગ્રન્થ લખ્યો છે, જેનું અંગ્રેજી ભાષાન્તર ઈ. સ. ૧૯૦૦ માં Semantics નામથી પ્રસિદ્ધ થયું છે. ઐતિહાસિક શબ્દાર્થશાસ્ત્રના સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરતો આ ગ્રન્થ અત્યાર સુધી ઉત્તમ ગણાય છે. આ ઉપરાંત પૉલ, ડ્રુગમેન, સ્વીટ અને બીજા વિદ્વાનોએ આ વિષે પોતાના ગ્રન્થોમા પ્રસંગોપાત્ત ચર્ચા કરી છે. મૅક્સ મૂલરે પોતાની રસાળ શૈલીમાં Biographies of Words and Home of the Aryans (Collected Works of Max Muller, Vol. X) એ ગ્રન્થ લખ્યો હતો, જેમા સંસ્કૃત અને અન્ય પ્રાચીન આર્ય ભાષાઓમાના શબ્દોના પુરાવાને આધારે પ્રાગ્વૈદિક આર્ય સંસ્કૃતિ વિષેની હકીકત એકત્ર કરવાનો પ્રયાસ હતો. આ ગ્રન્થ, ચોક્કસ રીતે, કહીએ તો, શબ્દાર્થશાસ્ત્ર કરતાં ભાષાશ્રયી પુરાતત્ત્વ (Linguistic Palaeontology) નો ગ્રંથ વધુ ગણાય. વળી એમાંની નિરૂપણપદ્ધતિનો મૅક્સ મૂલરના કેટલાક સમર્થ સમકાલીનોએ પ્રતિવાદ કરેલો છે, પણ શબ્દોની જીવનકથાઓ આલેખવાનો તથા એમાંથી ફલિત થતા પ્રાચીન ઇતિહાસને એક ગ્રન્થરૂપે રજૂ કરવાનો આ કદાચ પહેલો પ્રયાસ હોઈને આ વિષયના પ્રારંભિક સાહિત્યમાં તે એક વિશિષ્ટ અગત્યનું સ્થાન ધરાવે છે એ

પછી તુલનાત્મક ભાષાશાસ્ત્રના કે કોઈ એક ભાષાનો ઇતિહાસ આલેખતા ગ્રન્થમા શબ્દાર્થશાસ્ત્ર વિષે એકાદ પ્રકરણ અથવા થોડુ પ્રાસંગિક વિવેચન અવશ્ય જોવામા આવે છે

આ મુખ્યત્વે ઐતિહાસિક શબ્દાર્થશાસ્ત્રની વાત થઈ, જે કાલાનુક્રમિક સન્દર્ભમા શબ્દમા થતા અર્થપલટાઓનો અભ્યાસ કરે છે પણ માનસશાસ્ત્ર, ફિલસૂફી આદિ શાસ્ત્રોની દૃષ્ટિએ પણ શબ્દના અર્થોની મીમાસા કરવાના તેમ જ વિવિધ ભાવોના પ્રતીકો તરીકે શબ્દોના અધ્યયનના કેટલાક પ્રયત્નો થયા છે વળી દૈનંદિન જીવનમા શબ્દોના અર્થો કેવી રીતે બદલાય છે, એક શબ્દની જુદી જુદી અર્થચ્છાયાઓ તે બોલનાર જુદી જુદી વ્યક્તિઓના ચિત્તમા કેમ આવિષ્કાર પામે છે તથા જગતમા 'શબ્દોની જાળ' કેવી ફેલાયેલી છે અને વિશ્વના અનેક પ્રશ્નોમાં આ પ્રશ્ન પણ કેવો વિકટ છે એ બતાવનારાં સંખ્યાબંધ પુસ્તકો તથા લેખો યુરોપ અમેરિકામા લખાતા જાય છે તથા એ દૃષ્ટિએ વિવિધ પ્રયોગો અને શબ્દોના અર્થવૈચિત્ર્યનું તારણ કાઢવા સારુ સામગ્રી એકત્ર કરવા માટે પ્રશ્નોત્તરીઓ પણ ત્યા થાય છે અર્થાત્ આ શાસ્ત્રનું ક્ષેત્ર ભાષાના પ્રયોગની જેમ વ્યાપક છે અને ઐતિહાસિકથી માડી અદ્યતન સામાજિક પરિસ્થિતિના વિવિધ દૃષ્ટિકોણથી એનું અધ્યયન કરવાના—શબ્દ દ્વારા જ શબ્દોને સમજવા અને સમજાવવાના પ્રયત્નો થયા છે આ વ્યાખ્યાનના પ્રારંભમા જ કહ્યુ છે તે પ્રમાણે, મારો દૃષ્ટિકોણ અહીં મુખ્યત્વે **ઐતિહાસિક શબ્દાર્થશાસ્ત્રનો રહેશે**

જગતના કેટલા યે પ્રશ્નો શબ્દોના અર્થની અણસમજ અથવા ગેરસમજને લીધે ઉત્પન્ન થયેલા છે ગ્રીક તત્ત્વવેત્તા સૉક્રેટિસ પોતાના શિષ્યોને વિશદતાપૂર્વક બોલવાનો તથા શબ્દોના અર્થોના ભેદ બરાબર સમજવાનો ઉપદેશ કરતો હતો માણસજાતના અનેક ઝગડાનુ કારણ તેણે વહેવારમા મૂકેલા કેટલાક શબ્દો છે શબ્દો એ વિચારો વ્યક્ત કરવાનુ સાધન છે, પણ એ સાધન અપૂર્ણ છે,

કારણ કે શબ્દ તથા જે વસ્તુ અથવા ભાવ માટે એ શબ્દ વપરાયુ તે ભિન્ન છે  શબ્દ વિના વ્યવહાર અશક્ય છે તો પણ આપણા ભાવો વ્યક્ત કરવા માટે શબ્દો ઘણી વાર અપૂરતા લાગે છે  પણ અપૂર્ણ છતા યે એ જ સર્વોત્તમ પ્રાપ્ય સાધન છે  અપૂર્ણ છતા યે ઝવેરાત તોળવાના નાજુકમા નાજુક કાંટા કરતા યે એ વધારે પટુકરણુ છે સ્વરભારનો સહેજ સરખો પલટો પણ વિલક્ષણ અર્થપરિવર્તનો નીપજાવે છે  વળી એક જ શબ્દનો પ્રયોગ સમાજના જુદા જુદા થરની, વિવિધ ધધો કરતી કે વિવિધ વયની વ્યક્તિઓ કરે તે અનુસાર, એક સાથે, એમા જુદા જુદા અર્થોનુ આરોપણ થાય છે કેટલાક શબ્દો, મૂળમા જ અર્થની દૃષ્ટિએ પૂરતા ચર્ચાસ્પદ હોય છે, એવા શબ્દોમા, જ્યારે નવા અને વધારાના અર્થોનુ આરોપણ કરવાના પ્રયત્ન થાય અથવા બીજી ભાષામા એનુ યાન્ત્રિક ભાષાન્તર કરવાના પ્રયાસ, થાય ત્યારે, એના અર્થ વિષેના, મતાન્તરો ઓર વધે છે  એક પ્રસિદ્ધ અગ્રેજ ચિન્તકે કહ્યુ હતુ કે એક તરફ ઇંગ્લડ અમેરિકા અને બીજી તરફ રશિયા જો એક જ ભાષામા વાત કરતા હોત તો આતરરાષ્ટ્રીય પ્રશ્નો પરત્વેના મતભેદોમા ગણનાપાત્ર ઘટાડો થયો હોત

માત્ર અર્વાચીન સમયમા જ નહિ પણ જગતના જૂનામા જૂના સાહિત્યથી માંડીને તપાસ કરીએ તો શબ્દોના અર્થો પલટાય છે એ જણાશે  સમાજની ભૌતિક અને સાસ્કારિક સ્થિતિના પરિવર્તન સાથે શબ્દાર્થોનુ પરિવર્તન સકળાયેલુ છે। यथा भाषकस्तथा भाषा । ભાષા પણ એક સામાજિક વસ્તુ છે—બલ્કે ખરેખર તો એમ કહી શકાય કે ભાષા બોલનારાઓથી જુદુ એવુ ભાષાનુ અસ્તિત્વ જ નથી, પુસ્તકોમા લખાયેલા શબ્દો એ તો અત્યારની કે ભૂતકાળની જીવતી ભાષાનુ પ્રતીક માત્ર છે  એટલે સદાકાળ શબ્દોમા નવા અર્થો કે અર્થચ્છાયાઓનુ આરોપણ થતુ રહે છે  જુદી જુદી અર્થચ્છાયાઓ વ્યક્ત કરવા માટે ભાષા પાસે બીજુ એક સાધન છે, અને

તે કહેવાતા પર્યાય શબ્દોનું. તાત્ત્વિક અર્થમાં તો એક શબ્દ બીજા શબ્દનો પર્યાય હોઈ જ ન શકે. 'અશ્વ', 'હય', 'ઘોડો', 'તોખાર', 'કેકાણ', 'વાજી', 'તેજી', આદિ શબ્દોનો સામાન્ય અર્થ એક હોવા છતાં દરેકનું અલગ વ્યક્તિત્વ છે, અને એમાંના કોઈ પણ શબ્દનો પ્રયોગ લુપ્ત થાય તો ભાષા એટલી દરિદ્ર બને. 'અમરકોશ' જેવો એકાદ પ્રાચીન કોશ જેમાં એક જ વસ્તુ કે ભાવનો વાચક શબ્દસમૂહ એક સાથે આપેલો હોય એમાંના પર્યાયોનો અભ્યાસ આ દૃષ્ટિએ ઉદ્‌બોધક થશે. વળી એ પર્યાયો ક્યારે પ્રચારમાં આવ્યા અને ક્યાંથી આવ્યા એનો તથા નવા પ્રયોગોને કારણે જૂના પર્યાયોની શી સ્થિતિ થઈ એનો ઇતિહાસ પણ જાણવા જેવો હોય છે. ઘણી વાર તો જૂના શબ્દો સાવ નાશ પામી જાય છે અને એમની ગાદી ઉપર નવા શબ્દો બેસી જાય છે. સ્થૂલ અર્થો વ્યક્ત કરનાર શબ્દો સૂક્ષ્મ અર્થો વ્યક્ત કરવાની શક્તિ પ્રાપ્ત કરે છે, જેના એક લાક્ષણિક ઉદાહરણ તરીકે વૃક્ષ કે ફળના રસનો અર્થ વ્યક્ત કરનાર શબ્દનું મહાનંદસહોદર કાવ્યના રસમાં કે પ્રકૃતિના ધ્વનિનું કાવ્યગત સૂક્ષ્મ ધ્વનિમાં થયેલું પરિવર્તન આપી શકાય. વળી સૂક્ષ્મ અર્થ વ્યક્ત કરનાર શબ્દો પૂર્વાપરસન્દર્ભ અનુસાર નવો અર્થફેર પ્રાપ્ત કરે છે. આવું ચક્ર સદાકાળ ચાલ્યાં કરે છે.

તો પ્રશ્ન એ થશે કે શબ્દાર્થશાસ્ત્રના અભ્યાસનું ફળ શું? સૌ પહેલાં તો આ શાસ્ત્ર શબ્દોના અર્થની સ્પષ્ટ સમજ આપે છે અને પરિણામે એનો યથાર્થ પ્રયોગ શીખવે છે. સમર્થ ભાષા લખવા કે બોલવા માટે શબ્દોનો ઇતિહાસ જાણવો અનિવાર્ય નથી એ ખરું, પણ શબ્દોનાં ચરિત્ર જાણવાથી એમનું વ્યક્તિત્વ સમજાય છે, અને શબ્દોથી મંત્રમુગ્ધ થઈને કે ઉદ્‌ઘોષવાક્યો (Platitudes) થી દબાઈને એમનો પ્રયોગ કરવાનું વલણ ઓછું થવાનો સંભવ રહે છે. ઐતિહાસિક દૃષ્ટિએ શબ્દોનો અર્થવિકાસ જાણવાથી, માત્ર મધુર ધ્વનિ કે ચાલુ વાદની ફેશનથી કે સાહિત્યિક સૌન્દર્યના માની

લીધેલા ખ્યાલથી અર્થ જાણ્યા વિના શબ્દો પ્રયોજવાની પોપટિયાવૃત્તિ ઉપર એક પ્રકારનો અંકુશ આવશે. કવિતા, કલ્પના કે ભાવના સાથે શબ્દાર્થશાસ્ત્રનો અવિરોધ છે, એટલું જ નહિ, પણ એ સર્વનું એ પોષક છે, કેમ કે લલિત વાઙ્મયમાં તો શબ્દોની પસંદગીનું મહત્ત્વ અસાધારણ છે કેવળ દિવાસ્વપ્નો કે તરંગો કે ઉદ્‌ઘોષવાક્યો જ સત્ય હોય એવી રીતે વર્તવાની વૃત્તિ ઉપર તે અંકુશ મૂકે છે સાહિત્ય, ભાષા, વિવેચન અને અલંકાર-શાસ્ત્રના પ્રશ્નોનો જેટલો અભ્યાસ થાય છે તેટલો શબ્દોના ઔચિત્યનો, તેમના યથાર્થ ઉપયોગનો તથા એમના વિવિધરંગી ચરિત્રનો તથા ચડતીપડતીનો થતો નથી શબ્દોના અર્થો સમજવાથી કે એમનો સમુચિત ઉપયોગ કરવાથી સામાજિક કે રાજકીય સમસ્યાઓનો તોડ કદાચ ન આવે, પણ એ તાલિમ શબ્દોનો સાવધાનતાથી પ્રયોગ કરવાને પ્રેરશે, વસ્તુના ધ્વનિત અર્થો સમજવામાં અને સમજાવવામાં કદાચ વધારે ઉપયોગી થશે અને શબ્દોને જ કારણે ઊભી થતી ગેરસમજૂતીઓ નિવારવામાં કંઈક સહાયભૂત થશે કંઈ નહિ તો, શબ્દો એ સાધન છે, સાધ્ય નથી એટલું તો એ જરૂર બતાવી શકશે સાહિત્ય, ધર્મ, ચિન્તન અને દૈનિક જીવનવ્યવહારના ક્ષેત્રમાં વપરાતા શબ્દોના રૂપવિષયક જ નહિ, પણ અર્થવિષયક દશાન્તરોનો કેટલોક નમૂનારૂપ ઇતિહાસ આ વસ્તુ ઉપર કંઈક પ્રકાશ પાડી શકશે

આટલી પ્રસ્તાવના પછી શબ્દાર્થશાસ્ત્રના વિષયને આ વ્યાખ્યાનમાળાની યોજનાની મર્યાદામાં રહીને, નિરૂપણની સગવડ ખાતર, નીચે પ્રમાણે ચાર વ્યાખ્યાનોમાં ચર્ચીશું—(૧) અર્થસંકોચ, (૨) અર્થવિસ્તાર, (૩) અર્થસંક્રાન્તિનાં કારણ અને પરિણામ, (૪) શબ્દ અને સંસ્કૃતિ

---

## વ્યાખ્યાન બીજું

# અર્થસંકોચ

ભાષા વિચારો વ્યક્ત કરવાનું સાધન છે, પણ એ સાધન પ્રમાણમાં અપૂર્ણ છે. વાચક શબ્દ અને વાચ્ય વસ્તુ કે ભાવ એ બન્ને વચ્ચેનું સામંજસ્ય ભાગ્યે જ સાધી શકાય છે. સામાજિક, દૈશિક અને માનસિક પરિવર્તનોની સાથે જે નવા વિચારો જન્મે છે તે સર્વને વ્યક્ત કરવા માટે ભાષામાં તેટલા પ્રમાણમાં નવા શબ્દો તૈયાર થતા નથી. શબ્દ એ વિચારનું વાહન છે, એટલે કોઈ વિશિષ્ટ ભાષા બોલનારાઓની વિચારસૃષ્ટિ—ભાવસમૂહ જેટલું જ વિસ્તૃત એ ભાષાનું શબ્દભંડોળ હોવું જોઈએ અને પ્રત્યેક નવા વિચાર માટે ભાષામાં નવા શબ્દનું સર્જન થવું જોઈએ એમ ઉપલક દૃષ્ટિએ મનાય. પણ વસ્તુતઃ એમ નથી. નવા શબ્દો ઘડવાની પદ્ધતિ ઘણી વાર નવા વિચારો કે અર્થો વ્યક્ત કરવાને પૂરતી સમર્થ હોતી નથી એટલું જ નહિ પણ થોકબંધ નવા શબ્દોના ભાર નીચે ભાષકોની સ્મરણશક્તિ પણ કચડાઈ જવાનો ભય રહે છે. આથી માનવચિત્ત સ્વાભાવિક રીતે જ અર્થવ્યક્તિની એક સરળ પદ્ધતિનો ઘણી વાર આશ્રય લે છે, અને એક જ શબ્દને યથાસમય નવા સન્દર્ભમાં પ્રયોજીને તેમાં નવા છતાં મૂળથી સાવ ભિન્ન નહિ એવા અર્થનું આરોપણ કરે છે. વળી ભાષામાં જેટલું મહત્ત્વ બોલનારનું છે એટલું જ સાભળનારનું છે. સાંભળનારનું ધ્યાન પ્રસંગોપાત્ત સન્દર્ભને કારણે, શબ્દના વ્યુત્પત્તિમૂલક અર્થ કે કોશગત અર્થ તરફ નહિ, પણ શબ્દની પાછળ રહેલા ભાષકના વિચાર પ્રત્યે જ સીધું જાય છે, અને એ રીતે અર્થનો સંકોચ કે વિસ્તાર થયા કરે છે. અર્થાત્ નવા વિચારો અને ઘટનાઓ વ્યક્ત કરવા માટે ભાષામાં જે નવા શબ્દોનો પ્રયોગ થાય છે તે સર્વે રૂપદૃષ્ટિએ નવા જ હોય એવું નથી, કેવળ અર્થદૃષ્ટિએ નવા હોય એવા શબ્દો પણ એ જ હેતુ સાધી શકે છે. ભાષા એ રીતે જ્યારે કોઈ

નવા અર્થનું સર્જન કરે છે ત્યારે મોટે ભાગે ચાલુ શબ્દ ઉપર તે નવા અર્થનું આરોપણ કરે છે. ભાષાનું શબ્દભંડોળ રૂપદષ્ટિએ અસ્પૃષ્ટ રહેતું જણાય છે, પરંતુ વાસ્તવિક રીતે તો આ પ્રક્રિયાને પરિણામે એક નવો જ શબ્દ જન્મે છે, કેમ કે નવો ધ્વનિ પ્રયોજવાનો આયાસ નિવારીને એક જ રૂપમાથી અથવા એના તદ્ભવોમાથી અનેક અર્થો એ રીતે નિષ્પન્ન થાય છે કેટલીક વાર જૂના શબ્દોનો જીર્ણોદ્ધાર થાય છે અને જૂના શબ્દો નવા સન્દર્ભમા પ્રયોજવાને પરિણામે તેમના સૈકાઓ જૂના ઇતિહાસની અને તેમની પાછળ રહેલી ભાવનાઓની કંઈક કલ્પના આવતા એક પ્રકારનુ અપ્રકટ લાઘવ સવાય છે પ્રત્યેક ભાષામા આવા અર્થસંક્રાન્તિવિષયક દૃષ્ટાન્તો રજૂ કરતા પુષ્કળ શબ્દો હોય છે. અથવા વધારે ચોકસ રીતે કહીએ તો, જેના અર્થમા નાનુ મોટુ કોઈ પરિવર્તન ન થયું હોય એવો કોઈ શબ્દ ભાષામા જડવો મુશ્કેલ છે માનવચિત્તના જે વ્યાપારો ભાષાના શબ્દભંડોળ ઉપર તથા એના રોજબરોજના વિકાસ ઉપર આધિપત્ય ભોગવે છે તેમનો અભ્યાસ પણ એ સામગ્રીમાથી થાય છે

અર્થસંક્રાન્તિની ઘટનાઓમાં સૌથી મહત્ત્વની બે છે—અર્થસંકોચ અને અર્થવિસ્તાર. અર્થવિસ્તાર કરતાં અર્થસંકોચનુ ક્ષેત્ર વધારે વ્યાપક છે, એટલે એનો વિચાર આપણે પહેલા કરીશુ જો કે કેટલીક વાર એક જ શબ્દનો અર્થ એના ઇતિહાસમા અમુક કાળે સંકોચ પામે અને પછી અમુક પ્રસંગે વિસ્તાર પામે એવું પણ જોવામા આવે છે

આ પ્રકારના અર્થપરિવર્તનમા વ્યુત્પત્તિમૂલક અર્થનું સ્વાભાવિક રીતે જ વિસ્મરણ થાય છે; એમ જો ન થાય તો નવીન અર્થ-છાયા સભવી શકે નહિ.

એક તદ્દન સામાન્ય ઉદાહરણ લઈએ સસ્કૃત ગૌ (ગાય) શબ્દ ગમ્ 'જવુ' એ ધાતુ ઉપરથી છે, જે ગમન કરે તે બધું ગૌ કહેવાય આ એનો કેવલ વ્યુત્પત્તિમૂલક અર્થ થયો, પણ ગમન

કરનાર સર્વ જીવો પૈકી એક માત્ર ગો જાતિ ઉપર જ એનુ આરોપણ થયુ અને ગો નો અર્થ સકુચિત થયો  આ અર્થસંકોચ સસ્કૃતમા પણ ઘણા જૂના કાળથી એટલો રૂઢ થયેલો છે કે એની પાછળ રહેલા વૈચિત્ર્યનો ભાગ્યે જ ખ્યાલ આવે છે  વળી સસ્કૃતમા પણ કાળાન્તરે ગો શબ્દમા જે અનેક શ્લિષ્ટ અર્થોનુ આરોપણ થયેલુ છે એનો ઇતિહાસ અહીં તપાસવો પ્રસ્તુત નહિ થાય  પણ કોઈ પણ જૂના સસ્કૃત કોશમા આપેલા ગો ના પર્યાયો આ વસ્તુને સમીપમા સ્ફુટ કરશે  એમા કયો અર્થ કેટલો પ્રાચીન છે એનો નિર્ણય ઐતિહાસિક સિદ્ધાન્તાનુસાર રચાયેલા શબ્દકોશ દ્વારા થાય  એ શબ્દના આખાયે ચરિત્ર ઉપર ત્યારે જ પ્રકાશ પડે  પણ એ શબ્દે એક વાર મને કરાવેલા સભ્રમની વાત અહીં પ્રાસગિક હોનાથી ટાકીશ ૧૯૪૭માં હુ ‘પચતત્ર’ના સપાદનના કાર્ય અગે પશ્ચિમ ભારતીય ‘પચતત્ર’નો અનુવાદ કરતો હતો ત્યારે એના પહેલા તત્રના ૯૪મા શ્લોકમા નીચેની પક્તિ જોઈ—

कौशय कृमिज सुवणमुपलाद दूर्वापि गोरोमत ।

એમાના દૂર્વાપિ ગોરોમત એનો શબ્દાર્થ ગાયના રોમમાથી દૂર્વા થાય છે’ એવો બધા અનુવાદોમા આપેલો હતો, પણ એમાથી ભાવાર્થ સ્પષ્ટ થતો ન હતો  પરન્તુ ‘મહાભાષ્ય’કાર પતજલિએ દૂર્વા એ ગાયના અને ઘેટાના રોમમાથી ઉત્પન્ન થાય છે એવી એક પ્રાચીન માન્યતાનો ઉલ્લેખ કર્યો છે[1]  વિક્રમના આઠમા સૈકામા થઈ ગયેલા જૈનાચાર્ય શીલાકદેવે ‘સૂત્રકૃતાગ સૂત્ર’ની ટીકામા, કાર્ય એ કારણને અનુરૂપ જ હોય એવો એકાન્ત નથી એ બતાવવા માટે

---

1  यथ गोमयात् वृश्चिको जायते। गोलोमाविलोमभ्यो दूर्वा जायन्त इति?—વ્યાકરણ ‘મહાભાષ્ય’ નિર્ણયસાગર પ્રેસની બીજી આવૃત્તિ ખડ બીજો પૃ ૨૫૫

પણ આ માન્યતાનો નિર્દેશ કર્યો છે[૨] પણ આ માન્યતાનુ તાર્કિક સમાધાન કઈ રીતે થાય? गो નો અર્થ જેમ 'ગાય' થાય છે તેમ 'પૃથ્વી' પણ થાય છે અને अवि નો અર્થ 'ઘેટો' થાય છે તેમ 'પર્વત' પણ થાય છે પ્રકૃતિમા તો દૂર્વા એ પૃથ્વી અને પર્વતની રુવાટી જ છે એક્ કાળે આપણા પૂર્વજોએ પૃથ્વીને ગાયનુ રૂપક આપ્યું, અને યજ્ઞકાર્યમા પવિત્ર મનાયેલી દૂર્વા જે પ્રકૃતિમા પૃથ્વીના રોમરૂપે રહી તે ધાર્મિક દૃષ્ટિએ ગાયના રોમરૂપે સમજાઈ સ સ્કૃતમા દૂર્વાનો એક પર્યાય गोलोमी પણ છે આમ રૂપકાદિ અર્થપરિવર્તનકારી બળો આ પ્રકારે બીજા અનેક શબ્દોના ઇતિહાસમા જોવા મળશે (જુઓ વ્યાખ્યાન ૪)

कवि શબ્દ પ્રાચીનતર સ સ્કૃત સાહિત્યમા 'જ્ઞાની', 'બુદ્ધિશાળી'ના અર્થમા વપરાયો છે (જેમ કે 'ઋગ્વેદ'મા વરુણાદિ દેવોને कवि અને कवितर કહ્યા છે, 'ભગવદ્ગીતા'મા कवि શબ્દનો આ અર્થમા અનેક વાર પ્રયોગ છે ૪ ૧૬, ૮ ૯, ૧૦ ૩૭, ૧૮ ૨) પણ એ અર્થસ કોચ પામી 'કાવ્યરચના કરનાર'ના અર્થમા સદીઓ થયા સ્થિર થયો છે જો કે બ ગાળમા એનો જુદા પ્રકારનો અર્થસ કોચ થયો હોઈ 'કવિરાજ'નો પ્રયોગ 'વૈદ્યરાજ' તરીકે થાય છે વળી અહીં એ પણ જોવા જેવુ છે કે સ સ્કૃત 'વૈદ્ય,' ફારસી 'હકીમ' અને અ ગ્રેજી 'ડૉક્ટર' એ ત્રણ શબ્દોનો ઇતિહાસ સમાન્તર છે विद् 'જાણવુ' ઉપરથી જેને જ્ઞાન છે તે वैद्य (મહાભારત'મા ઉત્તમ કુળમા જન્મની જ્ઞાનીઓ પ્રશ સા કરે છે એ વિષે કહ્યુ છે—कुले जन्म प्रशसन्ति वैद्या साधु सुनिष्ठिता । 'સભાપર્વ,' ૧૬ ૮ જ્ઞાની અને તપસ્વી કરતા દાતા ચઢિયાતો છે એ વિષે કહ્યુ

---

[૨] तथा हि यत्तैरभिहित—कारणानुरूप कार्यमिति तन्नायमेकान्तो यत शृङ्गाच्छरो जायते गोमयाद् वृश्चिको गोलोमाविलोमभ्यो दूर्वेति, 'સૂત્રકૃતાગ સૂત્ર ટીકા, આગમોદય સમિતિની વાચના પત્ર ૯૬

છે—न त्वामभिभविष्यति वैद्या न च तपस्विन । 'અનુશાસનપર્વ,' ૧૨૦ ૨૭ 'શબ્દકલ્પદ્રુમ'માં વૈદ્ય શબ્દ નીચે કાત્યાયનને નામે ટાંકેલા એક શ્લોકમાં 'વિદ્વાન' અર્થમાં બે વાર 'વૈદ્ય'નો પ્રયોગ છે—नाविद्याना तु वैद्येन देय विद्याधन क्वचित् । समविद्याधिकाना तु देय वैद्येन तद्धनम् ।।) 'હક' કહેતાં સત્યને શોધે છે તે 'હકીમ' અને જે 'ડૉક્ટ્રિન્' (Doctrine) અથવા સિદ્ધાન્તને સમજે છે તે 'ડૉક્ટર'[૩] પણ આ ત્રણેય શબ્દોએ પોતાનું વ્યાપારક્ષેત્ર સંકુચિત કર્યું છે અને પોતાના અર્થની વિશાળ સીમાઓમાંથી કેવળ એક મર્યાદિત વિસ્તાર જ પસંદ કર્યો છે. वर्ण શબ્દનો મૂળ અર્થ 'રંગ' હતો, પણ એક કાળે શરીરનો વર્ણ અને વ્યક્તિનો સામાજિક દરજ્જો એ વસ્તુઓ પરસ્પર સંબદ્ધ ગણવામાં આવતી હતી, તેથી वर्ण શબ્દ 'જાતિ'ના અર્થમાં પ્રચલિત થયો એમાંથી चातुर्वर्ण्य અને वर्णाश्रम જેવા શબ્દો નિષ્પન્ન થયા यज् 'યજન કરવું' ઉપરથી થયેલા यक्ष શબ્દનો અર્થ દેવ હતો[૪] પણ ધીમેધીમે એની પદવી નરી અને દેવકલ્પ જેવો માટે એનો પ્રયોગ થવા માંડ્યો જૈન આગમગ્રન્થો ઉપરની ટીકાચૂર્ણિઓમાં 'યક્ષ' અને 'વ્યંતર' તથા 'યક્ષાયતન' અને 'વ્યંતરાયતન' પર્યાય તરીકે વપરાયાં છે, અને ગુજરાતીમાં તો 'જક્ષણી'નો અર્થ લગભગ 'રાક્ષસી' જેવો થઈ

---

૩ એ જ પ્રમાણે આચારની પકડ કરાવે તે 'આચાર્ય'

૪ विसालिसेहिं सीलेहिं जक्खा उत्तरउत्तरा ।
महासुक्का व दिप्पन्ता मन्नता अपुणच्चव ।।
अप्पिया देवकामाण कामरूपविउव्विणो ।
उड्ढ कप्पेसु चिट्ठति पुव्वा वाससया बहू ।।
—'ઉત્તરાધ્યયન સૂત્ર', અધ્યયન ૩, સૂ. ૧૪ ૧૬

ગયો છે. ગુજરાતી 'કણબી' અને મરાઠી કુળવી,[5] કુણબી શબ્દ સંસ્કૃત કુટુમ્બિન ઉપરથી પ્રાકૃત કુડુંબી દ્વારા આવેલ છે.[6] સંસ્કૃત અને પ્રાકૃતમાં એ શબ્દનો અર્થ 'કુટુમ્બનો મુખ્ય પુરુષ' એવો છે, પણ એનો અર્થ સંકોચ પામીને ગુજરાતી અને મરાઠીમાં 'ખેડૂત' એવો થયો અને પછી ખેતીનો ધંધો કરનારી અમુક જ જ્ઞાતિ માટે એનો પ્રયોગ થયો. અંગ્રેજી ભાષામાંનો એનો પર્યાય શબ્દ Husbandman માં પણ આ પ્રકારનો અર્થવિકાસ નજરે પડે છે. સંસ્કૃતમાં ચેટ અને ચેટી (પ્રાકૃત ચેડ અને ચેડી) એટલે છોકરો અને છોકરી. પણ એ શબ્દો થોડાક અર્થસંકોચ સાથે 'દાસ' અને 'દાસી'ના અર્થમાં વપરાયા. અંગ્રેજીમાં Boy શબ્દ નોકર માટે વપરાય છે અને સૌરાષ્ટ્રનાં રજવાડાંમાં વડારણને 'છોકરી' કહે છે એ દૃષ્ટાન્તો આ સાથે સરખાવી શકાય એવાં છે. ચેડ અને ચેડીનાં અપભ્રંશ અને જૂની ગુજરાતીમાં ચેડુ (અર્વાચીન ગુજ૦ 'ચેલો') અને ચેલી એવાં રૂપો થયાં. ખાસ નોંધપાત્ર તો એ છે કે જૂની ગુજરાતીમાં ચેડુ એટલે 'બાવાનો ચેલો' જ નહિ, એમાં સામાન્ય 'સેવક' અથવા 'દાસ'નો સ્પષ્ટ ભાવ છે;[7] પણ સમય જતાં એ

---

5 જૂની ગુજરાતીમાં મરાઠીની જેમ કુળવી શબ્દનો પ્રયોગ છે. જુઓ —

ઘાંચી મોચી સૂઈ સૂતાર, ધોબી કુળબી નઇ લહાર

—સંઘકલશકૃત 'નંદબત્રીસી' (સંવત ૧૫૬૦) કડી ૧૨૭
'બુદ્ધિપ્રકાશ', ઈ. સ. ૧૯૧૬

6 નરસિંહરાવ દિવેટિયા 'ગુજરાતી ભાષા અને સાહિત્ય', વિલ્સન ફાઇલૉલૉજિકલ લેક્ચર્સ (ગુજરાતી અનુવાદ) પૃ. ૮૪

7 જુઓ વીરસિંહના 'ઉષાહરણ' (વિક્રમના ૧૬ મા સૈકાનો પૂર્વાર્ધ)માં કૃષ્ણે કાલજ્વર પેદા કર્યો એ પ્રસંગના વર્ણનમાં—

બે કર જોડી આગલિ ઊભુ શ્રીકૃષ્ણનિ શિર નામી,
'આદેશ કરુ હુ ચેડુ તાહરુ આવ્યુ ઇ મઝ સ્વામિ'

—વીરસિંહકૃત 'ઉષાહરણ', પંક્તિ ૬૨૬-૨૭

શબ્દોને વળી ઔર અર્થવૈભિન્‍ય સાંપડયું અને 'ચેલો' અને 'ચેલી'-નાં અર્વાચીન અર્થાન્તરો નિષ્પન્ન થયાં. જૂના ગુજરાતમાં તેમ જ અર્વાચીન ગુજરાતમાં પણ—ખાસ કરીને અમદાવાદ આસપાસનાં અને ઉત્તર ગુજરાતનાં ગામડાંઓમાં 'ચેલો' જ્યારે વિશેષનામ તરીકે જોઈએ ત્યારે અર્થસંકોચના આ વ્યાપારની એક દૃષ્ટિએ પરાકાષ્ઠા માલૂમ પડે છે, પણ એની સાથોસાથ કેવળ સ્વાર્થિક પ્રત્યયના ઉમેરા સાથે 'ચેલકો' અને 'ચેવડી' શબ્દો અનુક્રમે 'છોકરો' અને 'છોકરી' એવા મૂળ અર્થમાં વપરાતા જોઈએ ત્યારે ખરેખર આશ્ચર્ય થાય છે. દરિદ્ર અને દારિદ્ર્ય એટલે 'ગરીબ' અને 'ગરીબી,' પણ ગરીબી અને આળસને ઠીક સંબંધ હોવાથી ગુજરાતીમાં 'દળદર'નો અર્થ 'પ્રમાદ', 'આળસ' અને 'દળદરી'નો અર્થ 'આળસુ' થયો. માનવીના ચિત્તની જેમ ભાષાના અર્થવ્યાપારોનાં પણ વૈવિધ્ય અસીમ હોય છે, અને ભાષાના લગભગ પ્રત્યેક શબ્દની ચરિત્રકથા લખવા માટેની સામગ્રી એકત્ર કરવાને માટે અવકાશ છે.

સંસ્કૃત પરિગ્રહ-શબ્દની કથા પણ આવી રસિક છે. પરિગ્રહ એટલે જેનો સ્વીકાર કરવામા આવે છે તે. માટે દારપરિગ્રહ એટલે લગ્ન. જેનો સ્વીકાર કરવામા આવે છે એમા પત્નીનો પણ સમાવેશ થાય છે, માટે પરિગ્રહ શબ્દ 'પત્ની'ના અર્થમા રૂઢ થયો. કાલિદાસે એક સ્થળે એ અર્થમા એનો પ્રયોગ કર્યો છે—

> का त्वं शुभे कस्य परिग्रहो वा किं वा मदभ्यागमकारणं ते।
> आचक्ष्व मत्वा वशिनां रघूणां मनः परस्त्रीविमुखप्रवृत्ति ॥
> ('રઘુવંશ,' સર્ગ ૧૬, શ્લોક ૮)

ટીકાકાર મલ્લિનાથે પરિગ્રહ પત્ની એવો સ્પષ્ટ અર્થ આપ્યો છે. અને હેમચન્દ્રના 'અનેકાર્થસંગ્રહ' (ચૌખંબા સિરીઝની આવૃત્તિ, સં. ૧૯૮૫, ચતુર્થ કાંડ, શ્લોક ૩૫૬)માં—

> परिग्रहः परिजने पत्न्यां स्वीकारमूलयोः ।

એવો નિર્દેશ છે આ परिग्रहने दारपरिग्रहनो સંક્ષેપ ન ગણીએ— અને એમ નહિ ગણવાનું મને યોગ્ય લાગે છે—તો એ અર્થસંકોચનું ઉદાહરણ ગણી શકાય આ મતના સમર્થનમા એક ઐતિહાસિક હકીકત હું ટાકીશ મહાવીરની પૂર્વે થઈ ગયેલા જૈન તીર્થંકર પાર્શ્વનાથના ચાતુર્યામ સવર અથવા ચાર મહાવ્રતોમા અહિંસા, સત્ય, અસ્તેય અને અપરિગ્રહ એ ચાર હતા, બ્રહ્મચર્યનો સમાવેશ અપરિગ્રહમા થઈ જતો હતો, એટલે પાર્શ્વનાથને મતે, લગ્નથી અથવા બીજી કોઈ રીતે સ્ત્રીનો સ્વીકાર એ પરિગ્રહ જ હતો પાર્શ્વનાથની પછી થયેલા ધર્મસુધારક મહાવીરે અપરિગ્રહ કાયમ રાખીને બ્રહ્મચર્યના વ્રતને એથી જુદું પાડ્યુ, અને પંચમહાવ્રતોનો ઉપદેશ આપી શૈથિલ્યના સભવને દૂર કર્યો પણ પાર્શ્વનાથનો ચાતુર્યામ સવર 'પરિગ્રહ'મા પત્નીનો સમાવેશ કરે છે એ ઐતિહાસિક દૃષ્ટિએ સૂચક છે

આને મળતુ ઉદાહરણ સંસ્કૃત अवरोधनु છે જ્યા સ્ત્રીઓને રોળી રાખવામા આવે છે એવી કંઈક અર્થ-છાયા વ્યક્ત કરવા માટે अवरोधनो 'અંતઃપુર' અર્થ રૂઢ થયો રાજાના અંતઃપુરમા બધી સ્ત્રીઓ કંઈ પરિણીત હોય એવુ નહોતુ માટે अवरुद्धा એટલે 'રખાત' સંસ્કૃત કોશોમા મળતા અંતઃપુરના પર્યાય શબ્દોની વ્યુત્પત્તિ અને અર્થભેદો આ રીતે અભ્યસનીય છે

સંસ્કૃતમા वत्सतर અને वत्सतरी મુખ્યત્વે 'વાછરડા,' 'વાછરડી' માટે અને ક્વચિત્ બીજા પ્રાણીઓના બચ્ચા માટે વપરાય છે, પણ ગુજરાતીમા એના તદ્ભવ 'વછેરો' અને 'વછેરી' માત્ર ઘોડાના બચ્ચા માટે છે જો કે 'વાછરડો' અને વાછરડી' (અથવા 'વાછડો,' 'વાછડી') પણ એ જ મૂળ સંસ્કૃત શબ્દોના તદ્ભવો છે એ ભૂલવાનું નથી

रोहित અને लोहितनो મૂળ અર્થ 'રાતુ' છે પણ એના ઉપરથી વ્યુત્પન્ન થયેલો 'લોહી' શબ્દ સ્થૂલીકરણ (Concretion)ની પ્રક્રિયા

રજૂ કરે છે, સ્થૂળીકરણનું બીજું એક રસિક ઉદાહરણ સંસ્કૃત કીર્તન શબ્દ છે મૂળ √કૃત્ 'પ્રશંસા કરવી' ઉપરથી, કીર્તિ. શબ્દની જેમ, તે આવેલો છે, પણ મનુષ્યની કીર્તિના સ્થૂલ સ્મારકો જેને ગણવામાં આવ્યા છે એવાં દેવાલયો કે પ્રાસાદો માટે સંસ્કૃત સાહિત્યમાં પાછળથી એ વપરાયો છે હેમચન્દ્રે 'અનેકાર્થસંગ્રહ'માં કીર્તિ શબ્દના અર્થોમાં 'પ્રાસાદ' પણ આપ્યો છે. 'કાદંબરી' (નિર્ણયસાગરની ૭મી આવૃત્તિ, પૃ ૨૨૫)માં વૈશંપાયન વિષે ચંદ્રાપીડ કહે છે—न सत्रकूपप्रासादतटाकारामादिभि कीर्त्तनैरलङ्कृता मेदिनी । અહીં कीर्त्तननो 'પ્રાસાદ' અર્થ તદ્દન સ્પષ્ટ છે 'કીર્તિ કૌમુદી'નો કર્તા સોમેશ્વર (વિક્રમના ૧૩મા શતકનો ઉત્તરાર્ધ) મંત્રી વસ્તુપાલે કરેલા જીર્ણોદ્ધારો વિષે લખે છે—

महता वर्तमानानां वित्तेनोपक्करोति य ।
स्वर्गतानां जरत्पूर्तकीर्तनोद्धरणेन तु ॥

(અધ્યાય ૪, શ્લોક ૨૩)

અહીં જીર્ણ જળાશયોના અને મન્દિરોના સમારકામનો સ્પષ્ટ ઉલ્લેખ છે

સિદ્ધરાજના મંત્રી સજ્જને કરાવેલો ગિરનાર ઉપરનાં મન્દિરનો જીર્ણોદ્ધાર જોવાની રાજાને ઉત્સુકતા થાય છે એ પ્રસંગ વર્ણવતા 'પ્રબંધચિંતામણિ'નો (સં ૧૩૬૧) કર્તા મેરુતુંગ આ જ અર્થમા कीर्त्तन શબ્દનો પ્રયોગ કરે છે—

अथ भूय सोमेश्वरयात्राया प्रत्यावृत्त श्रीसिद्धाधिपो रैवतोपत्यकाया दत्तावासस्तदैव तत्कीर्त्तनं दिदृक्षु ईत्यादि (શ્રી ફાર્બસ ગુજરાતી સભાનુ સંસ્કરણ, પૃ ૧૦૫)

મન્દિરના પ્રવેશદ્વાર આગળની કમાનને શિલ્પશાસ્ત્રમા 'કીર્તિ મુખ' કહે છે એનો ખુલાસો પણ આ અર્થસંક્રાન્તિમાંથી મળી રહે છે બંગાળીમાં 'કીર્તિ'નો અર્થ 'પરાક્રમ', મહત્કાર્ય' એવો થાય છે, તે વળી જુદા પ્રકારનો અર્થફેર રજૂ કરે છે

'સંતાન', 'સંતતિ' જેના શબ્દો સાતત્યવાચી હોઈ મૂળે સૂક્ષ્મ ભાવ વ્યક્ત કરે છે, પણ 'બાળક' એવા અર્થમાં એનું સ્થૂલીકરણ નજરે પડે છે.

આનાથી ઊલટી પ્રક્રિયા તે સ્થૂલમાંથી સૂક્ષ્મ અર્થવિકાસ છે, અને તે ભાષામાં વધારે વ્યાપક છે જેમ જેમ ચિત્તવ્યાપાર વધારે સંકુલ થતા જાય અને બાહ્ય પરિસ્થિતિમાં નવા નવા પરિવર્તનો થતા જાય તેમ સ્થૂલ અર્થવાચી શબ્દોમાં સૂક્ષ્મ અર્થોનું આરોપણ આવશ્યક બની રહે છે આથી વસ્તુવાચક શબ્દો ભાવવાચક બને છે, જ્યારે સ્થૂલીકરણને પરિણામે ભાવવાચક શબ્દો વસ્તુવાચક બને છે રસ શબ્દ આ સૂક્ષ્મ વ્યાપારનું એક ઉત્તમ ઉદાહરણ છે, જેનો ઉલ્લેખ પહેલા વ્યાખ્યાનમાં કર્યો છે पिपासितैःकाव्यरसो न पीयते એ ઉક્તિમાં જે ચોટ છે તે रसना સ્થૂલ અને સૂક્ષ્મ અર્થોના યુગપત્ બોધને પરિણામે છે रस નો સંસ્કૃતમાં એક અર્થ 'પારો' છે અને પારાની બનાવટના બધા ઔષધો 'રસ' કે 'રસાયન' કહેવાય છે ત્યાં એક વિશિષ્ટ પ્રકારનો અર્થસંકોચ જણાય છે અર્થવિકાસની સૂક્ષ્મતાનો બીજો એક ઉત્તમ દાખલો मोक्ष અથવા मुक्ति છે. √मुच् ધાતુમાં એનું મૂળ હોઈ સ્થૂલ મુક્તિ—કેવળ છૂટકારામાંથી અનિર્વચનીય સૂક્ષ્મ મુક્તિ સુધી એણે પ્રગતિ કરી છે, એની પાછળ એક પ્રજાના આખા તત્ત્વચિન્તનનો ઇતિહાસ રહેલો છે એમ કહેવામાં ભાગ્યે અતિશયોક્તિ ગણાશે. मोक्ष કે मुक्तिथी ઊલટો ભાવ बन्ध કે बन्धनमां રહેલો છે[8] 'હૃદય' એ શરીરનું એક અંગ છે, પણ સંસ્કૃતમાં તથા ઘણીખરી નવ્ય ભારતીય ભાષાઓમાં એ સ્થૂલ અર્થ ઉપરાંત ભાવવાચક સૂક્ષ્મ અર્થ એણે પ્રાપ્ત કર્યો છે.

---

8 જુઓ 'ભગવદ્ગીતા'માં

दैवी सम्पद् विमोक्षाय निबन्धायासुरी मता ।

(અધ્યાય ૧૬, શ્લોક ૫)

જૈનોના નવ તત્વમાં બંધ અને મોક્ષ સાથે આવે છે

સાહિત્યમાં મોટે ભાગે તે આ જ અર્થમાં વપરાય છે. 'કપાળ' એટલે 'ખોપરીનો આગવો ભાગ' તેમ જ 'નસીબ', 'છાતી' એટલે 'વક્ષ:સ્થળ' તેમ જ 'હિંમત'. ધર્મ, તત્ત્વજ્ઞાન કે કાવ્યશાસ્ત્રની પરિભાષામાં આવા ઉદાહરણો ઢગલાબંધ નજરે પડશે. અર્થ કે ભાવની નવી છાયા વ્યક્ત કરવા સાથે શબ્દોની કરકસર કેવી રીતે થાય છે એ આપણે અહીં જોઈ શકીશું.

ભાષકને ઉત્તરોત્તર વિ-શિષ્ટ અર્થ વ્યક્ત કરવાની જરૂર પડે તેમ તેમ આ ક્રિયાનો વ્યાપાર સ્વાભાવિક રીતે જ વધે છે. આપણી ભાષાના 'નાતરું' અને 'નાત' શબ્દો આ દૃષ્ટિએ નોંધપાત્ર છે. નાનપણમાં ઉત્તર ગુજરાતના ગામોમાં 'ફલાણો મારે ગામનાતરે ભાઈ થાય', 'ફલાણી ગામનાતરે સાળી થાય' એવા વાક્યો સાંભળીને મને આશ્ચર્ય થતું, કેમ કે આપણી ભાષામાં 'નાતરું' શબ્દનો જે અર્થ સૌથી વધારે જાણીતો છે તે જ—અર્થાત્ પુનર્લગ્ન—મારા ધ્યાનમાં હતો. પૂર્વોક્ત વાક્યોમાં 'નાતરે'નો અર્થ 'નાતાથી—સંબંધથી' એવો થાય છે. 'નાતરું' શબ્દના જૂના અર્થનો કેટલોક અંશ આ એક અપવાદરૂપ રૂઢિપ્રયોગમાં ચાલુ રહેલો છે. જૂના ગુજરાતી સાહિત્યમાં 'નાતરું' શબ્દ (કુમાર અને કુમારીના) 'લગ્ન'ના અર્થમાં પ્રયોજાયેલો છે. સં. ૧૪૧૭માં રચાયેલ અસાઇતકૃત 'હંસાઉલી'માં (ખંડ ૨, કડી ૫૫-૫૬; તથા ૬૪) તથા સં. ૧૬૧૬માં મધુસૂદને રચેલ 'હંસાવતી વિક્રમચરિત્ર વિવાહ'માં (કડી ૨૬૩, ૬૦૬) 'નાતરું' અને 'નાત્ર' શબ્દ 'નાતો—સંબંધ' અને 'લગ્ન' એ બન્ને અર્થોમાં વપરાયેલા છે. 'નાતરું' શબ્દનો 'સંબંધ' એ મૂળ અર્થ એ કરતાં યે પ્રાચીનતર ગુજરાતી સાહિત્યમાં છે. મહેન્દ્રસૂરિશિષ્ય ધર્મકૃત 'જંબુસ્વામીચરિત' (સં. ૧૨૬૬, કડી ૨૩) તથા જગડૂકૃત 'સમ્યકત્વમાઈ ચઉપઈ'માં (સં. ૧૩૩૧ આસપાસ, કડી ૪૬) 'અઢાર નાત્રાં'નો નિર્દેશ છે તે એક પરંપરાગત દૃષ્ટાન્તકથાને અનુલક્ષીને છે. એક જ ભવમાં થયેલા વિચિત્ર સંબંધોને

કારણે એક સ્રીને એક બાળક જુદી જુદી અરાઢ રીતે સગો થાય છે એ એમાં બતાવેલું છે પછીના કાળમા એ કથા અનેક ગ્રન્થોમાં તેમ જ લોકશ્રુતિમાં મળે છે, પણ એનું જૂનામા જૂનુ સ્વરૂપ સંઘદાસગણિકૃત પ્રાકૃત કથાગ્રન્થ 'વસુદેવ-હિંડી'માં (પાંચમા સૈકા આસપાસ) પ્રાપ્ત થાય છે. એક વૈરાગ્યબોધક દૃષ્ટાન્ત તરીકે જૈન સાહિત્યમા પણ એ કથા પ્રચાર પામેલી, અને એ રીતે જ ઉપર્યુક્ત કૃતિઓમા એનો નિર્દેશ છે આ કથાનક વિષે 'અઢાર નાત્રા ચોપાઇ' (સં. ૧૬૭૨) અને 'અઢાર નાતરાં સંબંધ' (સં. ૧૫૧૭ પહેલા) જેવી સ્વતંત્ર કૃતિઓ પણ રચાયેલી છે એમાની પહેલી કૃતિના મંગલાચરણમાં એનો કર્તા કર્મસિંહ—

શ્રીગૌતમ ગણધર નમી, પામી સુગુરુ પસાઉ,

**અષ્ટાદશ સગપણ** તણી,। કથા કહું ધરિ ભાઉ.

('જૈન ગુર્જર કવિઓ', ભાગ ૩, પૃ. ૧૪૦૮)

એ રીતે 'નાતરાં'નો 'સગપણ' એવો અર્થ સ્પષ્ટ રીતે આપે છે.

લોકસાહિત્યમા મેહ અને ઊજળીના દૂહામા ઊજળી મેહને કહે છે—

વણ સગે વણ સાગવે, વણ **નાતરિયે** નેહ;

વણ માવતરે જીવશું, તું વણ મરિયે મેહ.

(કહાનજી ધર્મસિંહ-સંપાદિત 'કાઠિયાવાડી સાહિત્ય', પૃ. ૫૯)

અહીં પણ 'વણ નાતરિયે નેહ'નો અર્થ 'વિના સંબંધે સ્નેહ' (અથવા 'નાતું'નો જૂની ગુજરાતી ભાષામાં સારી રીતે પ્રચલિત એવો અર્થ ધ્યાનમાં લઈએ તો 'વિના લગ્ને સ્નેહ') એવો થાય

આટલી ચર્ચા ઉપરથી એ ફલિત થશે કે 'નાતરું' શબ્દ અર્થ તેમ જ વ્યુત્પત્તિ બન્નેની દૃષ્ટિએ 'નાત' સાથે સંબંધ ધરાવે છે.

'નાત' શબ્દ સં. ज्ञाति (ઓળખીતો—સંબંધી) ઉપરથી જૂની ગુજ. नाति, અર્વાચીન ગુજ. 'નાત્ય' દ્વારા આવેલો છે, ત્યારે 'નાતરુ' શબ્દ સં. ज्ञात्र (ઓળખાણ, સંબંધ) ઉપરથી વ્યુત્પન્ન થયેલો છે. જેમ સંસ્કૃતમાં √ज्ञा (માપવું) ઉપરથી ज्ञात्र (માપ),[9] અને √स्ना (નાહવું) ઉપરથી स्नात्र (સ્નાન), √युज् (જોડવું) ઉપરથી योक्त्र (योक्त्रकम् > ગુજ. જોતરુ), √पा (પીવું) ઉપરથી पात्र (पात्रकम्-માંથી 'પાતરુ'=જૈન સાધુનું લાકડાનું વાસણ), તેમ √ज्ञा (ઓળખવું) ઉપરથી ज्ञात्र (ઓળખાણ) થાય. એના સ્વાર્થિક રૂપ ज्ञात्रकम् ઉપરથી 'નાતરું'ની વ્યુત્પત્તિ સરળ છે.

ઓળખાણમાંથી સંબંધો થાય, અને એને પરિણામે જ્ઞાતિઓ બંધાય અને લગ્નો થાય, એ વસ્તુ 'નાતરુ' અને 'નાત' શબ્દોના આ ઇતિહાસમાંથી ફલિત થાય છે. જાહેર રીતે કરવામાં આવેલ સંબંધ (ज्ञात्र) તે નાતરું એટલે કે લગ્ન. વ્યુત્પત્તિથી જ 'સંબંધ'નો અર્થ એમા વિવક્ષિત હોવાથી તેમા કેવળ 'સગપણ'નો અર્થ પણ ચાલુ રહ્યો, અને પુનર્લગ્ન એ એક મહત્વનો સગપણ-સંબંધ હોવાથી તેનો અર્થ પણ એમા સમાવિષ્ટ થઈ ગયો, અને અર્વાચીન ભાષામાં, જૂના અર્થો ભુલાઈ જતાં, મુખ્યત્વે એ જ અર્થ વ્યાપક બન્યો. પરન્તુ 'પુનર્લગ્ન' વાચક 'નાતરુ' અને પુનર્લગ્નનો રૂઢિદ્વારા વિરોધ કરનાર 'નાત' એ બન્નેનો ઉદ્ભવ એક જ મૂળના તેમ જ લગભગ એકાર્થક શબ્દો (સં. ज्ञाति—ज्ञात्र)મા છે એ પણ ઐતિહાસિક દૃષ્ટિએ એક રસપ્રદ ઘટના છે.

બીજા બેત્રણ જૂના શબ્દોનો ઇતિહાસ આ રીતે જોઈએ એવો એક શબ્દ સં. શ્રીકરી, જૂની ગુજરાતી 'સીકરી' છે.[10] વ્યુત્પત્તિ-

9. સરખાવો मात्रकम् > માતરુ 'પેશાબ કરવાનું માટીનું પાત્ર', એ ઉપરથી જૈનોમાં મતરું = પેશાબ.

10 જુઓ 'બુદ્ધિપ્રકાશ', નવેમ્બર—ડિસેમ્બર ૧૯૪૯માં મારો લેખ श्रीकरी —सीकरी.

મૂલક,અર્થ તો 'શ્રી એટલે કે શોભા કરનાર' એટલો જ સામાન્ય છે, પણ પાછળથી એમા જાતજાતના સંકોચમૂલક અને સ્થૂલ અર્થો આવ્યા છે. અપભ્રંશમાં તથા પ્રાકૃત સાહિત્યમાં સિરિકાનો અર્થ 'ધ્વજ' અથવા 'ધ્વજપટ' છે. જૂના ગુજરાતી સાહિત્યમાં તથા જિનહર્ષકૃત 'વસ્તુપાલચરિત' (સં. ૧૪૯૯) અને દેવવિમલગણિકૃત 'હીરસૌભાગ્ય કાવ્ય' (૧૭ મો સૈકો) જેવા ગુજરાતમાં રચાયેલા સંસ્કૃત ગ્રન્થોમાં શ્રીકરી—સીકરીનાં જે પ્રયોગો છે એમા પરસ્પર સાથે સંબંધ ધરાવતી એ શબ્દની વિવિધ અર્થચ્છાયાઓ છે. એમાના કેટલાકમા 'સીકરી'નો ઉલ્લેખ 'છત્ર' તરીકે છે. 'વસ્તુપાલચરિત'માં વસ્તુપાલની પત્ની લલિતાદેવીને 'શ્રીકરી અને ચામરથી અંકિત' વર્ણવેલી છે. બીજાં કેટલાંક અવતરણો ઉપરથી 'સીકરી' એ મસ્તક ઉપર રહેતી હોવાનુ તથા વૈભવસૂચક ચિહ્ન હોવાનુ માલૂમ પડે છે. અમ્બદેવસૂરિકૃત 'સમરારાસ' (સં ૧૩૭૧, કડી ૧૨)મા 'સીકરી ઘોડા ઉપર સાકળી' હોવાનું કહ્યુ છે; તથા પ્રાકૃત 'શ્રીપાલ કથા' (ગાથા ૩૮૭)મા વહાણની શોભા માટે 'સીકરી' ગ્ખાતી હોવાનો ઉલ્લેખ છે. હીરાણંદકૃત 'વસ્તુપાલરાસ' (પંદરમો સૈકો, કડી ૭૮), પાર્શ્વચન્દ્રકૃત 'વસ્તુપાલ તેજપાલરાસ' (સોળમો સૈકો, કડી ૬૩), તથા વીરસિંહકૃત 'ઉષાહરણ' (સોળમો સૈકો, ૫ ક્તિ ૮૨૩)મા 'સીકરી'ના ઉલ્લેખ એક વિશિષ્ટ વાહન તરીકે છે એ વાહન સુખપાલ અથવા વાહિનીથી ભિન્ન પ્રકારનું છે, કેમ કે હીરાણંદસૂરિ અને પાર્શ્વચન્દ્રના 'વસ્તુપાલરાસ'મા તેમ જ 'પ્રબન્ધકોશ' અને 'પુરાતન પ્રબન્ધસંગ્રહ'માં 'શ્રીકરી'ની સાથે જ સુખપાલ અને વાહિની એ જુદા વાહનોનો ઉલ્લેખ છે 'હીરસૌભાગ્ય'કાર દેવવિમલગણિ 'શ્રીકરી'ને 'મહેભ્યતા—મહાસમૃદ્ધિના અથવા રાજમાન્યતાના ચિહ્નવિશેષ અથવા આસનવિશેષ અથવા છત્રાકૃતિ' તરીકે સમજાવે છે પ્રાચીન કાળથી સુપરિચિત

આ વસ્તુને તેઓ 'ફિરંગદેશપ્રસિદ્ધ' શાથી કહે છે એ સમજાતું નથી. સત્તરમા શતકમાં ગુજરાતમાં ઠીક ઠીક પ્રસરેલા ફિરંગીઓ અથવા બીજા યુરોપિયનો કદાચ 'શ્રીકરી'ને મળતું કોઈ આસન કે વાહન વાપરતા હોય એમ બને.

આ ચર્ચાનો નિષ્કર્ષ એવો થયો કે એક કાળે 'શ્રીકરી'નો અર્થ માત્ર 'ધ્વજ' કે 'ધ્વજપટ' હતો. એમાથી 'ધજાવાળું છત્ર' એવો અર્થ થયો. આ છત્ર ગૌરવના ચિહ્ન તરીકે રાજાઓ અથવા સમૃદ્ધિશાળી મનુષ્યોના મસ્તક ઉપર ધરવામાં આવતું તથા સવારના માથે શોભે એ માટે ઘોડા ઉપર પણ સાંકળવામાં આવતું. જે પાલખીઓ અથવા બીજાં વાહનો ઉપર આ વિશિષ્ટ માનસૂચક છત્ર હોય એવાં વાહનો પણ 'સીકરી' કે 'શ્રીકરી' નામે ઓળખાતાં. અર્થાત્ શ્રી—શોભા કરનાર એવો વ્યુત્પત્ત્યર્થ કાયમ રહેવા છતાં આ શબ્દના વસ્તુગત અર્થમાં થોડો થોડો પલટો થતો રહ્યો છે. મૂળની અપેક્ષાએ એ વિવિધ પ્રકારે અર્થસંકોચ છે. અર્વાચીન ગુજરાની ભાષામાથી તો એ સર્વાંશે લુપ્ત થયો હોઈ એક સમયના વ્યાપક વપરાશના એ શબ્દની ચર્ચા માત્ર જૂના પ્રયોગો ઉપરથી જ કરવાની રહે છે.

બીજું આવું શબ્દયુગ્મ 'સાવજ' અને 'મૃગ' એ બે શબ્દનું છે. અર્થોના સંકોચ અને વિસ્તારનું સમાંતર ઉદાહરણ એ શબ્દો રજૂ કરે છે[11] 'સાવજ'નો અર્થ અર્વાચીન ગુજરાતીમાં 'વાઘ' અને 'સિંહ' થાય છે. એ શબ્દ સંસ્કૃત શ્વાપદ ઉપરથી (પ્રા. सावय > सावज) એ ક્રમે ઊતરી આવેલો છે. શ્વાપદનો અર્થ 'હિંસ્ર પશુ—શિકારી પશુ' એવો થાય છે, પણ જૂની ગુજરાતીમાં 'સાવજ' શબ્દ આ સિવાય બીજા અર્થોમાં પણ વપરાયેલો છે. અનેક જૂની કૃતિઓમાં 'સાવજ' કે 'સાવિજ'નો પ્રયોગ 'વનપશુ'

11. જુઓ 'બુદ્ધિપ્રકાશ', એપ્રિલ—જૂન ૧૯૪૭માં મારો લેખ 'સાવજ અને મૃગ'.

એવા સામાન્ય અર્થમાં મળે છે (ઉદાહરણ તરીકે, પદ્મનાભકૃત 'કાન્હડદેપ્રબન્ધ', ૧-૪૯; વચ્છરાજકૃત 'પંચાખ્યાન ચોપાઈ', હાથપ્રત પત્ર ૩૩; પ્રેમાનંદકૃત 'નળાખ્યાન', બૃહત્ કાવ્યદોહન', આવૃત્તિ ૭, પૃ. ૧૧૮, ઇત્યાદિ) પણ વધારે કુતૂહલજનક હકીકત એ છે કે નીચેનાં અવતરણોમાં 'સાવજ', 'સાવિજ'નો અર્થ 'પંખી' થાય છે—

(૧) સાવજ શબ્દ કરે અતિ સુન્દર, દીપક તેજ તો ક્ષીણ થાએ:
કંઠથી કુસુમનો હાર કરમાઈઓ. બાહેર રાગ પંચમ ગાએ.
—નરસિંહ મહેતો ('બૃહત્કાવ્યદોહન', ભાગ ૧, આવૃત્તિ ૭, પૃ. ૭)

(૨) શુક સારિકા સાવિજ માહિ બોલિ પટુ પ્રકાશ;
સંગતિથી સાંભલ્યૂં શીખવ્યૂં જન્માન્તર સંસ્કાર.
—ભાલણકૃત 'કાદંબરી', પૂર્વભાગ (૨જી આવૃત્તિ), પૃ. ૮

(૩) કાકપીછાં માથિ કુહુનિ, નીલ તરુનાં પત્ર,
સાહવા કારણિ સાવિજનિ કુણિકિ ધર્યું છિ છત્રં.
—એ જ, પૃ. ૨૦

(૪) અંતરિ સાવિજ ઊડતાં આણુઈ ઉદક મઝારિ;
છાયા પૂજઈ છત્ર ભરિ, જોડઉ જાણી નારી.
—ગણપતિકૃત 'માધવાનલ-કામકંદલા પ્રબન્ધ', અંગ ૪, કડી ૧૩૫

કોમળતા વ્યક્ત કરવા માટે 'સાવજ'નું 'સાવજુ' કરવામાં આવ્યું છે એ ધ્યાન ખેંચે છે—

હરિવદનાએ હંસ દીઠો. બેઠો ચંપક છોડ;
આ શું સુનાનું સાવજું, થયું ઝાલવાનું કોડ.
—પ્રેમાનન્દકૃત 'નળાખ્યાન' (બૃહત્કાવ્યદોહન', ભાગ ૧, આવૃત્તિ ૭, પૃ. ૧૨૭)

આ પ્રમાણે 'પંખી' અને 'વનપશુ' એવા અર્થોમાં 'સાવજ' પ્રયોજાતો, તે સાથે 'હિંસક પશુ' એવા તેના મૂળ અર્થમાં (કે જે અર્થ સંસ્કૃત શ્વાપદમાં છે) પણ જૂની ગુજરાતીમાં એ છે (ઉદાહરણ તરીકે, અસાઇતની 'હંસાઉલી', પૃ. ૧૧, ૪૯, ૫૩).

ઉપર્યુક્ત ત્રણે અર્થમાં 'સાવજ' શબ્દના પ્રયોગો જે સમાન્તર રીતે મળે છે તે ખૂબ નોંધપાત્ર છે. સં. શ્વાપદનો કંઈક અર્થ-વિસ્તાર થતાં 'વનપશુ' અર્થ પામેલો 'સાવજ' સોળમા સૈકાના પદ્મનાભે, સત્તરમા સૈકાના વચ્છરાજે અને અઢારમા સૈકાના પ્રેમાનંદે પ્રયોજ્યો છે. એમાં થોડોક અર્થફેર (Transference of meaning) થતા એ શબ્દનો 'પંખી' એવો અર્થ થયો, કે જે અર્થમાં સોળમા શતકના નરસિંહ અને ભાલણ તથા અરાઢમા શતકના પ્રેમાનંદે તે વાપર્યો છે. એ સાથે શ્વાપદ ઉપરથી ઊતરી આવેલો 'હિંસકપશુ' તરીકેનો 'સાવજ'નો મૂળ અર્થ પણ ચાલુ હતો; અને પંદરમા શતકના અસાઇતે એ જ અર્થમાં તે વાપર્યો છે. આ બતાવે છે કે 'સાવજ'ના ત્રણે અર્થો જૂની ભાષામાં એકી સાથે પ્રચલિત હતા; તો પણ અવતરણો ઉપરથી નિર્ણય કરવાનો હોય તો એમ કહી શકાય કે 'હિંસક પશુ' એ મૂળ અર્થ કરતાં 'વનપશુ' અને 'પંખી' એવા પછીથી વિકાસ પામેલા અર્થમા તે વધુ વ્યાપક હતો.

શ્વાપદ ઉપરથી આવેલા આ શબ્દનો 'વનપશુ' એવો સામાન્ય અર્થ કંઈ અપભ્રંશ કે જૂની ગુજરાતીના કાળમાં નહિ, પણ તેથી ઘણા જૂના સમયમાં તૈયાર થયો હતો ગુણાઢ્યની લુપ્ત 'બૃહત્કથા'ની પદ્ધતિએ વિક્રમના પાંચમા સૈકાના અરસામા રચાયેલા પ્રાકૃત કથા-ગ્રન્થ 'વસુદેવ-હિંડી'માં સાવય (< સં શ્વાપદ)નો આ અર્થમાં પ્રયોગ છે, એટલે એ અર્થ ત્યાર પહેલાનો તો હોવો જ જોઈએ. જુઓ—तत्थ य अघकारे रत्ति रुहिरगंघेण मिगमसाहारो अडवीसावय-समकरो महापडमओ वग्घो आगतो ('વસુદેવ-હિંડી', પૃ. ૬૦). આમા

શ્વાનને 'અટવીના શ્વાપદોનો ક્ષય કરનાર' તરીકે વર્ણવ્યો છે, એટલે સાવયનો અર્થ 'શિકારી પશુ' નહિ, પણ 'વનપશુ' જ છે એ સ્પષ્ટ છે

'સાવજ' શબ્દની સાથે બરાબર સરખાવી શકાય એવો ઇતિહાસ ભારત ઈરાની (Indo Iranian) શબ્દ મૃગનો છે એનો મૂળ અર્થ માત્ર 'પશુ' એટલો જ હતો[12] 'ઋગ્વેદ' (૧-૧૫૪ ૨)માં मृगो न भीम कुचरो गिरिष्ठा એમા मृगो भीम એટલે 'ભયંકર પશુ'. આ વિષ્ણુનું સૂક્ત છે, અને કેટલાક વિદ્વાનોને મતે નૃસિંહાવતારની કલ્પનાનું મૂળ અહીં રહેલું છે

'ઉત્તરાધ્યયન સૂત્ર' જેવા આર્ષ પ્રાકૃતના પ્રાચીન ગ્રન્થમા મૃગના રસપ્રદ પ્રયોગો છે—

> सो वितऽम्मापियरो ! एवमेय जहाफुड ।
> पञ्किम्म को कुणई अरण्णे मिगपक्खिण ॥
>
> —અધ્યયન ૧૯ ('મૃગાપુત્રીય'), સૂત્ર ૭૬

અહીં मिगपक्खिण એટલે 'મૃગો'—પશુઓ અને પક્ષીઓનું

એ જ ગ્રન્થમા અન્યત્ર 'હરણ' માટે हरिणमिउ (અર્થાત્ 'હરિણ મૃગ' એટલે કે 'હરણ પશુ') એવો પ્રયોગ છે—

> सद्देसु जो गहिमुवेइ तिव्व
> अकालिय पावइ सो विणास ।
> रागाउरे हरिणमिउ व्व मुद्धे
> सद्दे अतित्ते समुवेइ मच्चू ॥
>
> —અધ્યયન ૩૨ ('પ્રમાદસ્થાનીય'), સૂત્ર ૩૭

---

12 અંગ્રેજી Deer (મૃગ) શબ્દનો પણ એવો ઇતિહાસ છે એનો પણ 'પ્રાણી' એવો સામાન્ય અર્થ થતો શેક્સપિયરે એ અર્થમા તે વાપર્યો છે— Mice and rat and such small deer (King Lear, Act III, scene 4)

એમાંના પ્રસ્તુત પ્રયોગ ઉપર વિવરણ કરતાં ટીકાકાર શાન્તિ-સૂરિ—मृगः सर्वोऽपि पशुरुच्यते એમ કહીને 'मृगशीर्षे हस्तिजातौ मृगः पश्वकुरङ्गयोः' એવું અવતરણ કોઈ પ્રાચીન કોશમાંથી આપે છે. સંસ્કૃત मृगेन्द्र કે मृगाधिप (સિંહ) કે मृगया (શિકાર) જેવા શબ્દોમાં મૃગનો એ અર્થ જળવાઈ રહેલો છે. હંસદેવે રચેલા પ્રાણિશાસ્ત્રના એક સંસ્કૃત ગ્રન્થનું નામ मृगपक्षिशास्त्रम् છે, તેમાં પણ મૃગનો એ જ અર્થ છે. વળી જુઓ 'અમરકોશ'માં पशवोऽपि मृगाः (પંક્તિ ૨૩૭૫) 'સાવજ'નો અર્થ જૂની ગુજરાતીમાં 'પંખી' થયો તેમ ઈરાની ભાષાઓમાં મૃગને મળતા પ્રાચીન ઈરાની શબ્દ ઉપરથી વ્યુત્પન્ન થયેલા 'મુર્ગ'નો અર્થ 'પંખી' થાય છે. 'શાહનામા'માં એક કાલ્પનિક પક્ષીનું નામ 'સીમુર્ગ' આપેલું છે; ફારસીમાં એક પક્ષીનું નામ 'શામુર્ગ' છે, જેનું આપણે ગુજરાતીમાં 'શાહમૃગ' રૂપ કર્યું છે. એટલે કે અજાણતાં પણ આપણે 'મૃગ' શબ્દને 'પક્ષી'ના અર્થમાં વાપર્યો ખરો! ફારસી 'મુર્ગ' ઉપરથી અર્થસંકોચ થતાં ગુજરાતી શબ્દો 'મુરઘો—મુરઘી, મરઘો—મરઘી' આવ્યા છે,[13] અને સંસ્કૃત મૃગનયનાનું મારવાડી અને ગુજરાતી લોકગીતોમાં 'મરઘાનેણી' બની થાય છે તે પણ મૃગ શબ્દના ઇતિહાસને આક-સ્મિક રીતે જ તાજો કરી દે છે.

'જોહર' અને 'ઝમોર' એ પણ એક જૂનું શબ્દયુગ્મ છે. એની વ્યુત્પત્તિ સંસ્કૃત यमगृह માંથી પ્રાકૃત जमहर દ્વારા છે यमगृह એટલે 'મૃત્યુ'. એટલે એ શબ્દોમાં જેમ અર્થનો સંકોચ છે તેમ સ્થૂલીકરણ પણ છે. અપભ્રંશમાં जमहरनो 'મૃત્યુ' એવો મૂલ અર્થ કાયમ છે. ઉદાહરણ તરીકે—

---

13. એ જ પ્રમાણે અંગ્રેજી fowl નો અર્થ એક કાળે 'પક્ષી' થતો હતો, પણ આજે 'મરઘું' થાય છે. બધા દેશોની ભાષાઓમાં અર્થસંક્રાન્તિનાં આવાં ઉદાહરણ મળે છે એ બતાવે છે કે ભાષાઓ ભલે વિભિન્ન છે, પણ ખાસ કરીને શબ્દોના અર્થવિકાસની બૌદ્ધિક અને માનસિક પ્રક્રિયાઓ સર્વત્ર એકસરખી છે.

सम्मति बोलाविउ जु      रे तुम्ह नायग सूटउ आज ।
ज जिणरायह कूवउ एहु, जमहर लहसिइ नीसदेहु ॥

—જિનપ્રભાચાર્યકૃત 'ભવ્યચરિત' (૧૩મો સૈકો), કડી ૩૩

એ પછી જમહરના અર્થમા સ્પષ્ટ પલટો જણાય છે  સોમસુન્દરસૂરિ અનૂદિત 'ઉપદેશમાલા'ની કથાઓમા સ્ત્રીઓના સામુદાયિક સ્વેચ્છામૃત્યુ માટે જમહરનો પ્રયોગ છે (જુઓ 'તીણઈ રીસાવિઈ એક સ્રી મર્મિ આહાણી મૂઈ. બીજીએ બીહનીએ તેહ ભણી આરીસા લેઈ નાખ્યા, તે સોનાર મૂઓ. લોકાપવાદ બીહની બીજી સવ્વી જમહુર કરી મૂઈ'—'પ્રાચીન ગુજરાતી ગદ્યસન્દર્ભ,' પૃ ૬૯) 'કાન્હડદેપ્રબન્ધ'મા જમહર શબ્દ ઓછામા ઓછુ દસ વાર રાજપૂતાણીઓના સ્વેચ્છાપૂર્વકના સામુદાયિક અગ્નિપ્રવેશ માટે વપરાયો છે  જમહરનો કેવળ 'મૃત્યુ' એવા મૂળ અર્થમા પ્રયોગ ત્યા નથી  જમહર ઉપરથી जवँहर > जउहर દ્વારા વ્યુત્પન્ન થયેલા 'જૌહર'નો એ અર્થ અર્વાચીન ભારતીય ભાષાઓમા સુપ્રસિદ્ધ છે. પણ ગુજરાતીમા એના 'ઝમર' અને 'ઝમોર' એવા રૂપાન્તરો થયા છે  રૂપાન્તર સાથે અર્થાન્તર પણ થયુ છે  પોતાને થયેલા અન્યાય સામે ત્રાગા તરીકે ભાટ લોકો ચિતા ખડકીને સામુદાયિક રીતે અગ્નિપ્રવેશ કરે એ માટે આ શબ્દો રૂઢ થયેલા છે  રાજા કુમારપાલે કરેલા અન્યાય સામે વિરોધ તરીકે ભાટ લોકોએ ત્રણ ઠેકાણે 'ઝમોર' કરી હતી એવી વાત ફાર્બસ સાહેબે 'રાસમાળા'મા નોંધી છે  'ઝમોર' કરનાર 'ઝમોરિયો' કહેવાય  જો કે આ શબ્દો અર્વાચીન ગુજરાતીમા લગભગ પ્રયોગલુપ્ત થવા આવ્યા છે

હવે, આપણે એવો એક શબ્દ લઈએ, જેના મૂળ તાત્ત્વિક રીતે ભૂતકાળમા હોવા છતા જેણે વર્તમાનકાળમા વિશિષ્ટ અર્થવિકાસ સાધ્યો છે  એ શબ્દ છે 'વિશ્વવિદ્યાલય' એમાનુ 'વિશ્વવિદ્યા' શબ્દાગ 'વિશ્વતોમુખી—સર્વતોમુખી વિદ્યા, વ્યાપક જ્ઞાન'

એ અર્થમા છે.[14] સસ્કૃત શબ્દ વિશ્વ વણ કરીને √વિશ 'વ્યાપવુ' એ ધાતુ ઉપરથી બનેલો છે આથી 'વિશ્વ' એટલે 'પ્રત્યેક-સર્વ', અને એટલે જ 'વિશ્વ' એટલે 'સમસ્ત સૃષ્ટિ' વિશ્વે દેવા એટલે 'સર્વે દેવો' (જો કે કેટલાકના મત મુજબ, એનો અર્થ 'અમુક દેવોનો સમૂહ' થાય છે, નહિ કે 'સર્વે દેવો'), विश्वरूप એટલે 'સર્વરૂપધારી (પરમાત્મા)', विश्वकर्मन् એટલે 'પ્રત્યેક વસ્તુનુ સર્જન કરનાર (સ્વર્ગીય સ્થપતિ)', विश्वजना એટલે 'સમગ્ર માનવ જાતિ' જેમના પ્રારભે 'સર્વ' અથવા 'પ્રત્યેક'ના અર્થમા विश्वશબ્દ આપતો હોય એવા પુષ્કળ સામાસિક શબ્દો સસ્કૃતમા છે 'સર્વજ્ઞ'ના અર્થમા विश्वविद શબ્દ 'ઋગ્વેદ' અને 'શ્વેતાશ્વતર ઉપનિષદ'મા છે (જુઓ મોનિયર વિલિયમ્સકૃત સસ્કૃત અગ્રેજી કોશ) विश्वविद् ઉપરથી विश्वविद्या શબ્દની ઘટના વણી સરળ છે, પણ વૈદિક સાહિત્યમા અથવા ત્યાર પછીના જૂના સસ્કૃત સાહિત્યમા विश्वविद्या શબ્દનો પ્રયોગ થયો હોય એમ કોશાદિ પ્રાપ્ત સાધનો ઉપરથી જણાતુ નથી જો કે સસ્કૃત જેવી ભાષાના વિશાળ સાહિત્ય માટે આવુ વિધાન કરવુ એ કદાચ સાહસ ગણાય સસ્કૃત માટે ઐતિહાસિક સિદ્ધાન્તાનુસાર સકલિત થયેલો શબ્દકોશ હજી હવે તૈયાર થવાનો છે અને પ્રાચીનતર સસ્કૃત સાહિત્યમા પણ विश्वविद्या મળી આવે એ સભવિત છે

પણ ઉત્તરકાલીન સસ્કૃત સાહિત્યમા તો આ શબ્દ નિશ્ચિત પણે છે જ. વિક્રમની તેરમી શતાબ્દીના ઉત્તરાર્ધમા ગુજરાતમા થઈ

---

14 અગ્રેજી Cosmologyના પર્યાય તરીકે અર્વાચીન ભારતીય ભાષાઓમા 'વિશ્વવિદ્યા' શબ્દ ઘણી વાર પ્રયોજાય છે પણ એમા 'વિશ્વ' એ નામ હોઈ 'વિશ્વની વિદ્યા' એવો ભિન્ન અર્થ ત્યા થાય છે, જ્યારે 'વિશ્વવિદ્યાલય માના 'વિશ્વવિદ્યા મા 'વિશ્વ' વિશેષણ વગેરે છે

ગયેલા મંત્રી વસ્તુપાલે પોતાના 'નરનારાયણાનંદ' મહાકાવ્યને અંતે વિદ્વાનોને વિનંતી કરતાં કહ્યું છે—

> उद्भास्वद्विश्वविद्यालयमयमनसः कोविदेन्द्रा वितन्द्रा।
> मन्त्री बद्धाञ्जलिर्वो विनयनतशिरा याचते वस्तुपाल ।
> अल्पप्रज्ञाप्रबोधादपि सपदि मया कल्पितेऽस्मिन् प्रबन्धे
> भूयो भूयोऽपि यूयं जनयत नयनक्षेपतो दोषमोषम् ॥

(અર્થાત્ પ્રકાશમાન એવી **વિશ્વવિદ્યાના આલયરૂપ** જેમનાં મન છે એવા હે વિનન્દ્ર કોવિદો ! હાથ જોડીને, વિનયપૂર્વક શિર નમાવીને મંત્રી વસ્તુપાલ આપની પાસે યાચના કરે છે કે—પ્રજ્ઞાના અલ્પ પ્રબોધથી મેં રચેલા આ પ્રબન્ધમાં વારંવાર નજર નાખીને એનો દોષ દૂર કરશો)

વસ્તુપાલના જ એક સમકાલીન—ઉદયપ્રભસૂરિ પોતાના 'ધર્માભ્યુદય' મહાકાવ્યના મંગલાચરણમાં તે સમયના એક વિદ્વાનની સ્તુતિ કરતાં કહે છે—

> नरचन्द्रमुनीन्द्रस्य विश्वविद्यामय महः ।
> चतुरन्तधरित्रीशसभ्यैरभ्यर्चितं स्तुमः ॥

(અર્થાત્ ચારે દિશાના રાજાઓના સભાસદોએ જેની અભ્યર્થના કરેલી છે એવા નરચન્દ્રમુનિના **વિશ્વવિદ્યામય** તેજની અમે સ્તુતિ કરીએ છીએ)

આ બે શ્લોકોમાં 'વિશ્વવિદ્યા' જે વિશિષ્ટ અર્થમાં છે લગભગ એ જ અર્થમાં તે અર્વાચીન 'વિશ્વવિદ્યાલય' શબ્દના અંગભૂત વિશ્વવિદ્યા'માં છે.[15] પણ વિશ્વવિદ્યાલય' એ આખા શબ્દનો પ્રયોગ

15 સરખાવો, તા. ૩૭ ફેબ્રુઆરી ૧૯૪૫ને રોજ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હવે ગુજરાત વિદ્યાસભા) ના પ્રેમાભાઈ વિદ્યાગૃહનું ઉદ્ઘાટન કરવા માટે ડૉ જયકરને વિનંતી કરતા નિવેદનમાં સોસાયટીના પ્રમુખ માનનીય ગણેશ વાસુદેવ માવળંકરના શબ્દો—"પણ અમારી ઉમેદ તો બને તેટલા થોડા વખતમાં

આપણે અંગ્રેજી Universityના પર્યાય તરીકે કરીએ છીએ. એ શબ્દ પહેલપ્રથમ વહેતો મૂકનારને સંસ્કૃત વિશ્વવિદ્યા નો ખ્યાલ ન હોય એમ પણ બને. 'વિશ્વવિદ્યાલય' શબ્દ બંગાળીમાંથી ગુજરાતીમાં આવ્યો હોવાનો સદ્ગત નરસિંહરાવ દિવેટિયાનો મત છે. તેઓ લખે છે, "આજકાલ્ય વિશ્વવિદ્યાલય શબ્દ કેટલાક લોકો વાપરે છે. એ શબ્દનો પ્રયોગ આરંભમાં બંગાળમાં થયેલો સ્મરણમાં છે. આ શબ્દ આપણી ગુર્જર ભાષામાં પ્રવેશ પામવા લાગ્યો છે, પરન્તુ University શબ્દની વ્યુત્પત્તિ તથા તે ઉપરથી થયેલો રૂઢાર્થ વિચારતાં આ શબ્દની યોજના ભ્રમમૂલક છે. સર્વ વિદ્યાઓનું-એમ અર્થ, Universe અથવા Universal એમ અર્થ એ શબ્દમાં ખોટી રીતે ઉમેરાયાથી થયો લાગે છે. એ જ ભ્રમથી મનઃસુખરામ ભાઈએ 'સમસ્ત શાળા' શબ્દ યોજ્યો જણાય છે. એ શબ્દ તો વળી સ્વરૂપગત દૂષણવાળો છે" ('પારિભાષિક શબ્દકોશ', પૃ. ૨૧૪-૧૫).

University શબ્દનું મૂળ લૅટિન Universitat કે Universitas માં રહેલું છે. એનો અર્થ 'આખું', 'સંપૂર્ણ', 'વિશ્વ' થાય છે. મૂળ અર્થમાં વિદ્યા કે શિક્ષણની સાથે એને કશો સંબંધ નથી. મધ્યયુગીન લૅટિનમાં—મુખ્યત્વે કાયદાની પરિભાષામાં એ શબ્દ, કોઈ પણ સમુદાયનો સમસ્ત રીતે નિર્દેશ કરવા માટે વપરાતો. જુદી જુદી શ્રેણિઓ અથવા મહાજનો માટે એ શબ્દ પ્રયોજાતો. વિદ્યાના સન્દર્ભમાં પણ Universitas Magistorumet Scholarium (શિક્ષકો અને વિદ્યાર્થીઓનો સમસ્ત સમુદાય) એવા પ્રયોગ થતા. એવાં વિદ્યાવિષયક મંડળોનું પ્રભુત્વ વધતાં એમાનો માત્ર

---

વિદ્યાની બીજી શાખાઓમાં પણ ઉચ્ચ અભ્યાસ અને સંશોધનની પ્રવૃત્તિ વિસ્તારવાની છે, અને એ રીતે ગુજરાતમાં વિવિધ વિદ્યાઓનાં અધ્યયન–અધ્યાપન અને સંશોધનને ખીલવી એમાંથી 'વિશ્વવિદ્યા' વિકસાવવાની છે."

(નિવેદન, પૃ. ૧૧)

Universitas શબ્દ, સરળતાને ખાતર, સામાન્ય રીતે બોલવાને પરિણામે તે ઉપરથી University શબ્દ વ્યુત્પન્ન થયો.[16] આપણા દેશમાં એના પર્યાયરૂપે 'વિશ્વવિદ્યાલય' શબ્દ યોજવામાં આવ્યો. પણ ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો, મૂળ શબ્દ કરતાં એનો ભારતીય પર્યાય વધારે સુભગ, ઔચિત્યપૂર્ણ અને અર્થવાહક છે. એની યોજના, નરસિંહરાવ કહે છે તેમ, યોજક પક્ષે ભ્રમમૂલક હોય તો પણ પરિણામરમણીય છે. University માં વ્યુત્પત્તિની દૃષ્ટિએ માત્ર 'સમુદાય-મંડળ'નો અર્થ છે; અને 'સર્વ વિદ્યાઓનું સ્થાન' એ અર્થ પાછળથી લક્ષણાથી વિકાસ પામેલો છે, જ્યારે 'વિશ્વવિદ્યાલય' શબ્દ, ઉપર બતાવ્યું છે તેમ, ઠીકઠીક પ્રાચીન કાળેથી એના વર્તમાન અર્થનો દ્યોતક છે; એટલું જ નહિ, પણ 'વિશ્વવિદ્યા' શબ્દની ઘટનાનો સહજ વિચારમાત્ર સર્વ વિદ્યાઓનો પોતામાં સમાવેશ કરનાર તત્ત્વવિદ્યા સુધી લઈ જાય છે. મૂળ કરતાં પર્યાય સારા યોજાયા હોય એવા અકસ્માતો પણ ક્વચિત્ બને છે. વસ્તુપાલકૃત ઉપર્યુક્ત શ્લોકમાં 'વિનન્દ્ર કોવિદો'ના મનને 'વિશ્વવિદ્યાલયમય' કહ્યું છે, એ જ સાચી વસ્તુ છે એમ નથી લાગતું ?

અર્થસંકોચની પરાકાષ્ઠા શાસ્ત્રીય વિષયોને લગતી પરિભાષામાં જણાય છે. અર્થસંકોચનો મુખ્ય આધાર બોલનારની સંવિવક્ષા (Emphasis) તથા આસપાસની પરિસ્થિતિ ઉપર છે, અને સાંભળનારનું ચિત્ત એને અનુસરીને જ અર્થગ્રહણ માટે તૈયાર થાય છે. શાસ્ત્રીય વાઙ્મયમાં અર્થની ઝીણવટ અને ચોકસાઈ એ મુખ્ય પ્રયોજન છે અને એ કારણે એમાં શબ્દોના અર્થને સુનિર્દિષ્ટ કરવા માટે મર્યાદિત બનાવવાનું અનિવાર્ય છે. આ વ્યાખ્યાનના પ્રારંભમાં

16. જુઓ 'પ્રસ્થાન' વૈશાખ-જ્યેષ્ઠ સં. ૨૦૦૦માં અધ્યાપક રસિકલાલ છો. પરીખનો લેખ 'યુનિવર્સિટી,' તથા The Shorter Oxford Dictionary on Historical Principles, p. 2305.

કહ્યું છે તે પ્રમાણે, શાસ્ત્રકારો નવા શબ્દો ભાગ્યે ઘડે છે, પણ જૂના શબ્દોને નવા પણ મૂળ અર્થ સાથે સંબંધ ધરાવતા અર્થોમાં પ્રયોજીને લાઘવ સાધે છે. શાસ્ત્ર અને વિજ્ઞાનને લગતા અનેક વિષયોમાં નવી પરિભાષા ઘડવાના પ્રયાસો જ્યારે આપણા દેશમાં થઈ રહ્યા છે ત્યારે આ વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે અને પ્રાચીન કાળથી જે પરિભાષા જુદાં જુદાં શાસ્ત્રોમાં વપરાતી હતી એનો પૂરતો ઉપયોગ કરવો જોઈએ. વ્યાકરણ અને ભાષાશાસ્ત્ર, સાહિત્યશાસ્ત્ર, રાજ્યવહીવટ, સ્થાપત્ય, શિલ્પ અને ચિત્રકલા, સંગીત, વૈદક, રસાયનશાસ્ત્ર આદિની પરિભાષા માટે સંસ્કૃતનો બહોળો ઉપયોગ થઈ શકે એમ છે.

પણ આપણે શાસ્ત્રીય વાઙ્મયમા શબ્દોના અર્થવૈશિષ્ટ્યની વાત કરતા હતા. એનાં થોડાંક ઉદાહરણ જોઈએ. 'ધાતુ' શબ્દનો વ્યાકરણમાં એક અર્થ છે અને વૈદકમા જુદો જ છે. 'વિગ્રહ' શબ્દ વ્યાકરણમાં, રાજ્યશાસ્ત્રમાં અને મૂર્તિવિધાનમાં જુદી જુદી રીતે વપરાય છે. એક જ 'જાતક' શબ્દનો બૌદ્ધ શાસ્ત્રોમાં અને ફલજ્યોતિષમાં વિભિન્ન અર્થ છે તેમ જ 'લગ્ન' શબ્દ મુહૂર્તશાસ્ત્રમાં તેમ જ સામાન્ય વ્યવહારમાં જુદી રીતે પ્રયોજાય છે. સંસ્કૃતમાં તથા અર્વાચીન ભારતીય ભાષાઓમાં 'વિમાન'નો સામાન્ય અર્થ 'વાયુયાન' છે, પણ જૈન શાસ્ત્રોમાં સ્વર્ગના 'દેવતાઓનાં નિવાસસ્થાન' માટે તે વપરાયો છે. પણ સ્થાપત્યશાસ્ત્રમાં 'વિમાન' એટલે દેવમન્દિરનો એ ભાગ કે જેના ઉપર મુખ્ય શિખર હોય છે. આમ છતાં 'વિમાન'ની બીજી અર્થચ્છાયાઓ છે. જેમ કે 'રાયપસેણિય સૂત્ર'મા 'યાનવિમાન' નામે મહેલના એક પ્રકારનું વર્ણન છે. 'વ્યાકરણ' શબ્દમાં માત્ર સમજૂતીનો મૂળ અર્થ રહ્યો નથી. વ્યાકરણમાં વપરાતા પ્રકૃતિ, પ્રત્યય, ગુણ, વૃદ્ધિ, ઉત્સર્ગ, અપવાદ, કારક, અભ્યાસ આદિ શબ્દો અર્થસંકોચ દ્વારા કેટલું અર્થવૈશિષ્ટ્ય સાધી શકાય એનાં ઉદાહરણ રજૂ કરે છે. 'તાલ' શબ્દનો સામાન્ય વ્યવહારમાં, સંગીતમાં

અને પ્રાચીન શિલ્પશાસ્ત્રમાં અર્થ જુદો છે. 'સંઘાટ' એટલે જોડકું, પણ શિલ્પમાં એ બારસાખને 'સંઘાટ' કહે છે, જ્યારે જૈનોમાં બે સાધુઓ એક સાથે વિચરે એને 'સંઘાટ' કે 'સંઘાટક' કહે છે. એના મૂળમાં સં. सघात(क) છે, જે ઉપરથી ગુજરાતી 'સંગાથ' થયો છે. 'તીર્થ' શબ્દ સામાન્ય રીતે 'પવિત્ર ધર્મસ્થાનો' માટે છે, પણ પ્રાચીન રાજ્યશાસ્ત્રમા એનો અર્થ 'સર્વોચ્ચ રાજ્યાધિકારીઓ' છે. 'પંચતંત્ર'મા એક સ્થળે (તંત્ર ૩, શ્લોક ૫૮) કહ્યું છે કે—"જે રાજા ગુપ્તચરો દ્વારા પોતાના પક્ષનાં અને પરપક્ષનાં તથા વિશેષે કરીને સામા પક્ષનાં 'તીર્થો'ને જાણે છે તે દુઃખી સ્થિતિને પામતો નથી."[17] 'તીર્થો'ના કાર્યક્ષેત્રમાં આખા યે રાજ્યનો લગભગ તમામ મુલકી અને લશ્કરી વહીવટ સમાઈ જતો. સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય અને દ્વૈધીભાવ એ બધા સામાન્ય શબ્દોને રાજવ્યવહારમાં સ્વીકારીને વિશિષ્ટ અર્થલાઘવ સધાયું હતું.[18] સામ, દાન, ભેદ અને દંડ એ શબ્દોના મૂલ અર્થ તેમ જ પારિભાષિક અર્થ સુપરિચિત છે. 'સ્મૃતિ' એટલે સ્મરણ, પણ ધર્મશાસ્ત્રના ગ્રન્થો માટે એ શબ્દ પાછળથી રૂઢ થયો, કેમ કે એ ગ્રન્થો પ્રાચીન શ્રુતપરંપરા—સ્મૃતિપરંપરાને આધારે સંકલિત થયા હતા પણ એ જ કારણથી, ચંદ્રગુપ્ત મૌર્યના દરબારમા રહેતો ગ્રીક એલચી મેગેસ્થનિસ મુંઝવણમાં પડી ગયો અને તેણે લખ્યું કે—ભારતવાસીઓ 'સ્મરણ' ઉપરથી ન્યાય ચૂકવે છે ! આરંભ, આસ્રવ, ઉપસર્ગ, કષાય, ગુપ્તિ, સમિતિ, આલોચના, પ્રતિક્રમણ, સંલેખના, નિદાન આદિ શબ્દોના જૈન શાસ્ત્રોમાં જે અર્થ છે તે એ શબ્દોના સામાન્ય અર્થોથી ભિન્ન અને સૂક્ષ્મતર છે, પણ એમાંથી જ અર્થસંકોચના વ્યાપારથી નિષ્પન્ન થયેલા છે. 'આહાર' એટલે ખોરાક, પણ

---

17. 'તીર્થ' વિષેની ચર્ચા માટે જુઓ 'પંચતંત્ર'નો મારો અનુવાદ, પૃ ૨૩૦

18. જુઓ એ જ, પૃ. ૧૭

વલભીના લેખોમાં 'આહાર' અથવા 'આહરણી' એ એક વહીવટી એકમ છે. ધાન્ય, ઇન્ધનાદિ પૂરાં પાડવા વડે જે પ્રદેશ જે નગરને માટે ઉપભોગ્ય બને તે એનો 'આહાર' ગણાય એવી સમજૂતી કેટલાક જૂના ગ્રન્થોમાં આપેલી છે. 'વ્યાઘ્ર,' 'સિંહ,' 'પુંગવ,' 'વૃષભ,' 'ધૌરેય,'[19] 'ધુરંધર,' 'ધુરીણ' જેવા શબ્દો અમુક સન્દર્ભમાં—ખાસ કરીને સામાસિક શબ્દોમાં—તે તે પશુઓ સૂચિત કરતા નથી, પણ શ્રેષ્ઠતાના વાચક બને છે. પુરુષવ્યાઘ્ર, નરસિંહ, નરપુંગવ, ભરતર્ષભ, ધર્મકાર્યધુરંધર, ધુરંધર વિદ્વાન, સમાજધુરીણ આદિ શબ્દો એનાં ઉદાહરણ છે. નરપુંગવ જેવા શબ્દોનું સાદી ગુજરાતીમાં ભાષાન્તર કરી કોઈને સંબોધવામાં આવે તો એને જરૂર માઠું લાગે, પણ વૃષભના અને ધુરાને ધારણ કરનાર બળદના વાચક આવા શબ્દો શ્રેષ્ઠતાના સૂચક બન્યા છે એને કૃષિની શ્રેષ્ઠતાનું પ્રતીક ગણવું ?

ફારસીમાં 'વિલાયત'નો અર્થ 'વતન' થાય છે. ભરૂચ પાસે 'વિલાયત' નામે એક નાનું ગામ છે. પણ આપણા દેશમાં આવેલા અંગ્રેજો પોતાના વતનને વિલાયત કહેતા, તેથી વિલાયતનો અર્થ ઇંગ્લૅન્ડ થયો અને વિલાયતી એટલે પરદેશી—અને એમાં યે ખાસ કરીને અંગ્રેજી એમ ગણાયું.

આવા સંખ્યાબંધ ઉદાહરણો ઉમેરી શકાય પણ એમાંથી એક સામાન્ય વિધાન તરીકે એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે અર્થ-સંકોચની પ્રક્રિયા એ ભૌતિક પરિસ્થિતિમાં પરિવર્તન અને એનું બૌદ્ધિક આકલન સૂચવે છે, અને એ આકલનની અભિવ્યક્તિ માટે શબ્દોમાં સૂક્ષ્મતર અર્થોનું આરોપણ કરવાની જરૂર પડે છે શબ્દોના

19. ताणं च मज्झणिज्जो मुणिवसहो सिस्सलद्धिसपण्णो ।
आसी कुलभूसणगणि गच्छधुराधरणधोरेओ ॥
—દેવભદ્રસૂરિકૃત 'શ્રેયાંસનાથચરિત' (૧૩ મો સૈકો), પ્રશસ્તિ, શ્લોક ૮

શાસ્ત્રમાન્ય કે વ્યવહારમાન્ય અર્થોથી વિરુદ્ધ જઈને કોઈ મૂળ અર્થોમાં જ એમનો પ્રયોગ કરવાનું શરૂ કરે તો એને સમજવાનું પણ મુશ્કેલ થઈ પડે.

કેટલીક વાર શબ્દસંક્ષેપ દ્વારા અર્થસંકોચ નિષ્પન્ન થાય છે. બીજા તમામ વ્યવહારોની જેમ બોલચાલમાં પણ આયાસ બને એટલો ઓછો કરવો એ મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિ છે. એટલે લાંબા લાગતા શબ્દો આખા બોલવાને બદલે તેમનો માત્ર એકદેશ બોલાય છે; જેમકે 'ટેલીફોન'ને બદલે 'ફોન,' 'એક્ઝામિનેશન'ને બદલે 'એક્ઝામ,' ઇત્યાદિ. પણ આ ઉદાહરણોમાં શબ્દસંક્ષેપ હોવા છતાં અર્થસંકોચ નથી પરન્તુ 'મન્ત્રવાદી'નો સંક્ષેપ 'વાદી' (મદારી) એવો થાય છે ત્યાં તથા સંસ્કૃત अगारशकटिका ના शकटिका અંગનુ પ્રાકૃતમા सगडिआ થઈ ગુજરાતીમા 'સગડી' થાય છે એમા, અને गोधन નો સંક્ષેપ થઈ धन નું ગુજરાતીમાં 'ધણ' (ગાયોનું ધણ-ટોળુ) બને છે ત્યા આ પ્રક્રિયા દેખાય છે એનું એક સુન્દર ઉદાહરણ સંસ્કૃત શબ્દ राष्ट्रिय છે. राष्ट्रिय એટલે રાજાનો સાળો. એ શબ્દ राष्ट्रियश्यालक નો સંક્ષેપ છે. राष्ट्र અને राष्ट्रिय ના જે સામાન્ય અર્થો છે એ જોતા આ અર્થ કંઈક વિલક્ષણ લાગવા સંભવ છે, તેથી એ વિષે થોડીક ચર્ચા જરૂરી છે. પ્રાચીન સંસ્કૃત કોશકારોએ राष्ट्रिय નો અર્થ 'રાજાનો સાળો' એવો સ્પષ્ટ રીતે આપ્યો છે: જેમ કે राजश्यालस्तु राष्ट्रियः ('અમરકોશ,' ૫. ૩૮૯), राष्ट्रियो नृपतेः श्यालो ('અભિધાનચિન્તામણિ,' શ્લોક ૩૩૩). શિષ્ટ સાહિત્યગ્રન્થોમાં આ પ્રયોગ મળે છે: अज्ज वति दिअहाइ अम्हाण मित्तावसुणा रट्टिएण (સં. राष्ट्रियेण) भट्टिणो पाअमूलं पेसिदाण ('અભિજ્ઞાનશાકુન્તલ,' અંક ૬ઠ્ઠો, નિર્ણયસાગર પ્રેસની છઠ્ઠી આવૃત્તિ, પૃ. ૧૯૯). આ અવતરણમાંના राष्ट्रिय શબ્દનો અર્થ કેટલાક વિદ્વાનોના મત મુજબ 'રાજાનો સાળો' એવો થતો નથી. મિત્રાવસુ રાષ્ટ્રિયને તેઓ

દુષ્યન્તનો કોઈ સૂર્યો[20] ગણે છે, કે જેણે રાજાની સેવામાં બે દાસીઓ મોકલી હતી. પરન્તુ એ ગ્રન્થમાં બીજા એક અવતરણમાં તો राष्ट्रिय-ના પ્રસ્તુત અર્થ વિષે શંકા રહેતી જ નથી : सुद रट्ठिअमुहादो जाव अगुलीअअदसण (એ જ, પૃ. ૧૦૪). નગરના આરક્ષકોનો મુખ્ય અધિકારી, રાજાનો સાળો જેને છઠ્ઠા અંકના પ્રવેશકના પ્રારંભમાં नागरिकः श्याल: કહ્યો છે તેનો જ અહીં रट्ठिअ (સં. राष्ट्रिय) તરીકે ઉલ્લેખ છે. જૂના સમયમાં રાજાના સાળાને ઘણી વાર સૂબાગીરી જેવી મહત્ત્વની વહીવટી જગાઓ મળતી, તેથી राष्ट्रिय શબ્દનો અર્થ ધીરેધીરે-રાજાનો સાળો એવો થયો હશે ? 'મૃચ્છકટિક' નાટકમાં રાજાના સાળા શકાર માટે જેનો પ્રયોગ છે એવા राष्ट्रियश्याल શબ્દનો[21] બોલચાલમાં સંક્ષેપ થતાં માત્ર राष्ट्रिय અવશિષ્ટ રહી મૂળ અર્થમાં પ્રયોજાવો ચાલુ રહ્યો હશે ? મને આ બીજો વિકલ્પ વધારે સંભાવિત લાગે છે.

જેની વ્યુત્પત્તિ કે અર્થ માટે કશો વિચાર કરવો પડે નહિ એવા ચાલુ વપરાશના શબ્દોમાં વક્તા કે લેખકની સંવિવક્ષાને કારણે કેટલું અર્થવૈશિષ્ટ્ય આરોપિત થાય છે એ,

હું માનવી માનવ થાઉં તો ઘણું

---

20. રાજ્યવ્યવસ્થાની પરિભાષામાં આમાત્યનું જે એકમ 'રાષ્ટ્ર' નામથી ઓળખાતું એના રાજનિયુક્ત અધિકારીને પણ સસ્કૃતમાં राष्ट्रिय કહ્યો છે. જૂનાગઢમાં ગિરનારના માર્ગ ઉપર આવેલા અશોકના શાસનવાળા સુપ્રસિદ્ધ ખડક ઉપરના મહાક્ષત્રપ રુદ્રદામનના શિલાલેખમાં ચંદ્રગુપ્ત મૌર્યના સૂબા પુષ્યમિત્રે ખોદાવેલા સુદર્શન સરોવર વિષે કહ્યું છે—मौर्यस्य राज्ञ चद्रगुप्तस्य राष्ट्रियेण वैश्येन पुष्यगुप्तेन कारित...('ગુજરાતના ઐતિહાસિક લેખો', ભાગ ૧, પૃ. ૮). અહીં સુરાષ્ટ્રના સૂબાને 'રાષ્ટ્રિય' કહ્યો છે એ સૂચક છે.

21. જુઓ 'મૃચ્છકટિક'માં શકાર વિષે—एसो रट्ठिअस्सालो (સ. राष्ट्रियश्याल ) दुट्ठदुज्जणमणुस्सो इदो एव्व आअच्छदि (વ રા નેરૂરકરનુ સંસ્કરણ, ૨જી આવૃત્તિ, પૃ ૧૪૦)

એ સુન્દરમની પ્રસિદ્ધ કાવ્યપંક્તિમાંના 'માનવી' અને 'માનવ' શબ્દના બે વિભિન્ન પ્રયોગોમાં જોવા મળે છે

અર્થસંકોચનું વ્યાપારક્ષેત્ર અપરિમિત છે, અને પ્રત્યેક નવા વિચાર કે નવી પરિસ્થિતિ સાથે પ્રયોજાતા તદ્દન સામાન્ય શબ્દમાં પણ કોઈ ને કોઈ વૈશિષ્ટ્ય પ્રતિબિંબિત થાય છે. શબ્દની શક્તિ અને ભાષાની સમૃદ્ધિ એ રીતે વૃદ્ધિગત થાય છે.

---

## વ્યાખ્યાન ત્રીજું

# અર્થવિસ્તાર

અર્થસંકોચથી ઊલટી પ્રક્રિયા તે અર્થવિસ્તાર છે. શબ્દોના અર્થમાં સંકોચ થવો જેટલો સ્વાભાવિક છે એટલો જ સ્વાભાવિક વિસ્તાર થવો પણ છે પણ અર્થસંકોચ એ ભાષાના વિકાસમા મૂળભૂત અગત્યની એક નૈસર્ગિક ઘટના છે, જ્યારે અર્થવિસ્તારના કારણ આગંતુક હોય છે. મોટે ભાગે તે ઐતિહાસિક પરિસ્થિતિમાંથી ઉદ્ભવે છે. કદાચ આ જ કારણે અર્થવિસ્તારનાં ઉદાહરણો અર્થસંકોચની તુલનાએ ઓછી સંખ્યામાં મળે છે.

અર્થવિસ્તારના કેટલાંક ઉદાહરણ પ્રાચીનોએ આપ્યાં છે. જેમ કે લક્ષણાનો જાણીતો દાખલો કુશલ. મૂળમાં એનો અર્થો કુશ વાઢવામાં નિપુણતા વ્યક્ત કરે છે; પોતાના હાથને ઇજા ન થાય એ રીતે કુશ વાઢવામાં ઘણી આવડત જોઈએ પરિણામે એ શબ્દ સામાન્ય રીતે નૈપુણ્યનો વાચક બન્યો. એવો જ બીજો શબ્દ પ્રવીણ છે. એનો વ્યુત્પત્ત્યર્થ 'વીણા વગાડવામાં નિપુણ' એવો છે. પછી એ શબ્દ વાદનકલામાં નિષ્ણાત ગન્ધર્વો માટે વપરાતો હતો અને છેવટે એના હાલના વ્યાપક અર્થમા રૂઢ થયો. આ ખરુ જોતા રૂપક અથવા લક્ષણાના ઉદાહરણો છે શબ્દોના અર્થમા પરિવર્તન કરનાર એ એક મોટું બળ છે અને એનો વિશેષ વિચાર આપણે ચોથા વ્યાખ્યાનમાં કરીશુ. અર્થના સંકોચ તેમ જ વિસ્તારના નમૂના તેમાંથી મળે છે.

આ પ્રકારના બીજા શબ્દો गवेषणा, गोचरी, माधुकरी, सज्ज આદિ છે. गवेषणा એટલે ખોવાઈ ગયેલી ગાયોની શોધ. વૈદિક કાળમા એ શોધનું મહત્ત્વ તત્કાલીન સામાજિક પરિસ્થિતિને કારણે ઘણું હશે. પણ પછી એ શબ્દ 'શોધ' એવા સામાન્ય અર્થમાં જ વપરાતો

થયો, તે એટલે સુધી કે કોઈ પણ ક્ષેત્રમા સંશોધનનુ કાર્ય 'ગવેષણા' કહેવાય અને એના કાર્યકર્તાઓ 'ગવેષક' તરીકે ઓળખાય ગોચરી એટલે ગાયની જેમ જુદે જુદે સ્થળેથી થોડોથોડો ખોરાક મેળવી લેવો તે એ શબ્દ જૈન સાધુના ભિક્ષાટન માટે રૂઢ થયો 'પ્રસ્થાન' માસિકમા 'જ્ઞાનગોચરી' નામે સંચયાત્મક વિભાગ હતો એને મથાળે ચરતી ગાયનુ ચિત્ર હતુ એ આ રીતે સૂચક છે અનેક પુષ્પો ઉપર જઈને મધુકર—ભમરો મધ ભેગુ કરે છે, એ ઉપરથી અનેક ગૃહસ્થોને આગળે ભિક્ષા માગી ઉદરપોષણ કરતા બ્રહ્મચારીની વૃત્તિ માટે માધુકરી શબ્દ થયો 'કુમાર' માસિકમા 'માધુકરી' નામનો વિભાગ આવે છે એમા કેટલા યે વિપ્રકીર્ણ વિષયોનો મધુસંચય કરેલો હોય છે સજ્જ એટલે ધનુષ્યની જ્યા અર્થાત્ પણછ ચડાવીને યુદ્ધ કરવા માટે તૈયાર ઊભેલો યોદ્ધો, પણ એનો રૂઢાર્થ કેવળ 'તૈયાર' એટલો જ ક્રમ એટલે પગલુ,' વિક્રમ એટલે 'મોટુ' પગલુ ' માટે ત્રણ પગલાથી વિશ્વને માપનાર વિષ્ણુ માટે ત્રિવિક્રમ શબ્દ વપરાયો પણ પછી વિક્રમ શબ્દમા પરાક્રમ' અને 'બળ'નો ભાવ આવ્યો અને રાજાઓએ 'વિક્રમાદિત્ય' જેવા બિરુદો ધારણ કર્યા આ થયો અર્થનો વિસ્તાર પણ બીજી તરફ ત્રિવિક્રમનુ ગુજરાતીમા 'ત્રીકમ' રૂપ થયું અને તે વિશેષનામ તરીકે પણ વપરાયુ તથા એક પ્રકારનો નોધપાત્ર સંકોચ નજરે પડે છે

સંસ્કૃતમા પરશ્વ નો અર્થ 'આવતો પરમ દિવસ' થાય છે, પણ તે ઉપરથી વ્યુત્પન્ન થયેલો હિન્દી શબ્દ परसु 'આવતો પરમ દિવસ' અને 'ગયો પરમ દિવસ' એવા બન્ને અર્થો વ્યક્ત કરે છે અર્થાત્ ભવિષ્યકાળનો અર્થ સૂચવતા શબ્દની મર્યાદામા ભૂતકાળ પણ આવી ગયો છે જો કે આ અર્થવિસ્તારમા કોઈ ઐતિહાસિક પ્રયોજન માલૂમ પડતુ નથી આથી ઊલટુ ઉદાહરણ ગુજરાતી શબ્દ 'કાલ'નુ છે સંસ્કૃત कल्य ('આવતી કાલ') ઉપરથી તે આવ્યો છે પણ ગુજરાતીમા તે 'આવતા દિવસ' ઉપરાંત 'ગયા દિવસ' માટે

પણ વાપરીએ છીએ તે અર્થવિસ્તાર છે, જ્યારે મરાઠીમા આ શબ્દના આ બે અર્થમાનો પાછળથી ઉમેરાયેલો 'ગઈ કાલ'નો અર્થ જ પ્રચલિત છે, અને મૂળ અર્થ લોપ પામે છે. આને મળતો દાખલો ગુજરાતી અવ્યય 'લગી'નો છે જૂની ગુજરાતીમા 'લગી'મા (અને એના પૂર્વરૂપો 'લગ્ગહિં,' 'લગ્ગઇ,' 'લગઇ'મા) ઉત્તરમર્યાદા અને પૂર્વમર્યાદાના સૂચક એવા બન્ને અર્થો હતા, પણ અર્વાચીન ગુજરાતીમા માત્ર ઉત્તરમર્યાદાસૂચક એટલે કે 'સુધી' એવો સંકુચિત અર્થ એનો રહ્યો છે.

હવે કેટલાક એવા શબ્દો જોઈએ, જેમા અર્થવિસ્તારની ઐતિહાસિક પાર્શ્વભૂમિકા વધારે સ્પષ્ટ હોય સંસ્કૃત दास અને दस्यु તથા એ સાથે સંબંધ ધરાવતા શબ્દો એના સારા ઉદાહરણ છે વેદકાળમા ભારતમા જે આર્યેતર જાતિના લોકોએ આર્યોના આક્રમણનો સામનો કર્યો તેમને 'ઋગ્વેદ'મા दास અને दस्यु કહેલા છે આ दास અને दस्यु લોકો ભારતના વાયવ્ય અને પાશ્ચાત્ય પ્રદેશો—પંજાબ અને સિન્ધ—ઉપરાત પૂર્વ ઈરાનમા પણ હતા दास અને दस्यु એ નામોનુ પ્રાચીન ઈરાનીમા પરિવર્તન *दाह અને *दह्यु એવુ થશે ઈરાનના ઈશાને વસતી 'દહાઈ' (Dahai) નામે પ્રજાનો ઉલ્લેખ ગ્રીકોએ કર્યો છે એ આ સાથે સંભાવના જેવુ છે જૂની ફારસીમા दह्यु શબ્દ 'પ્રદેશ'વાચક સામાન્ય નામ તરીકે પ્રયોજાયેલો છે, જેના ઉપરથી અર્વાચીન ફારસીમા देह='ગામડુ' એ શબ્દ આવ્યો છે, અને એના બહુવચનમાથી હિન્દીમા તથા તે ઉપરથી ક્વચિત્ ગુજરાતીમા 'ગામડા' માટે 'દેહાત' શબ્દ વપરાય છે જૂના ફારસી दह्यु શબ્દમા જે તે પ્રદેશમા વસતા લોકોનું નામ તે તે પ્રદેશના જ અર્થમા સંક્રાન્ત કરી દીધેલુ છે ભારતમા પણ પ્રજાઓનાં નામ ઉપરથી પ્રદેશોના નામ પડ્યાના અનેક ઉદાહરણો છે, પણ પ્રસ્તુત ફારસી શબ્દ दह्युમા વિશેષતા એ છે કે 'જમીન' અથવા 'પ્રદેશ' એવો સાધારણીકૃત અર્થ એમા પેદા થયેલો છે અન્યત્ર

પણ આવો અર્થસંક્રાન્તિવિષયક વિકાસ જણાય છે. જેમ કે બ્રિટનનો એક પ્રાન્ત વેલ્સ (Wales); એ શબ્દ એક કેલ્ટિક ટોળીના નામ, Volcae ઉપરથી આવેલ છે; એમાંથી જર્મનિક શબ્દ *Walx મળી શકે, જેનો અર્થ 'પરદેશી' થાય છે.[1]

યવન-શબ્દ આયોનિયન પ્રદેશના વતનીઓ—ગ્રીકો માટે પહેલ-પ્રથમ પ્રચારમાં આવેલો, પરન્તુ પાછળથી એનો અર્થ વિસ્તૃત થયો અને કોઈ પણ પરદેશી માટે એ વપરાવા લાગ્યો. 'શાકુન્તલ' જેવા સાહિત્યગ્રન્થોમાં રાજાની પરિચારિકા યવનીઓનો નિર્દેશ છે[2] ત્યાં એ માત્ર યવન દેશની એટલે કે ગ્રીસની જ સ્ત્રીઓ હતી એમ માનવું મુશ્કેલ છે. જૂના કાળમાં ગુલામોનો વેપાર મોટા પ્રમાણમાં ચાલતો હતો, અને કયા કયા દેશની દાસીઓ ભારતમાં આવતી હતી એની યાદી 'પ્રશ્નવ્યાકરણ' તથા 'અંતગડદસાઓ' જેવા કેટલાક જૈન સૂત્રગ્રન્થોમાં મળે છે. પણ 'શાકુન્તલ'પ્રયુક્ત યવનીઓનો નિર્દેશ રાજાની સશસ્ત્ર પરિચારિકાઓ માટે છે, એટલે 'પરદેશી દાસીઓ' એવા સામાન્ય અર્થમાં તે સમજવો જોઈએ. પણ મુસ્લિમ રાજ્ય-કાળમાં જ્યારે મોટા ભાગના પરદેશીઓ મુસ્લિમો હતા ત્યારે એમને માટે 'યવન' શબ્દ રૂઢ થયો અને ફરી પાછો અર્થસંકોચ સધાયો. પછીથી અંગ્રેજો વગેરે યુરોપીય પ્રજાઓ માટે પણ 'યવન' શબ્દ વપરાયો છે. આવો વૃત્તાન્ત 'મ્લેચ્છ' શબ્દનો પણ છે.

ફારસીમાંથી ગુજરાતીમાં લેવાયેલા ઋણશબ્દ 'બુત'નો ઇતિહાસ ઘણો રસપ્રદ છે, કેમ કે મૂળે તો એ શબ્દ ફારસીએ સંસ્કૃત પાસેથી ઉછીનો લીધેલો છે. ફારસી 'બુત' (મૂર્તિ)નું મૂળ સંસ્કૃત બુદ્ધમાં

---

1. 'ભારતીય આર્યભાષા અને હિન્દી', પૃ. ૨૫
2. જુઓ 'શાકુન્તલ'ના બીજા અંકના પ્રારંભમાં રાજા વિશે વિદૂષકની ઉક્તિ— एसो बाणासणहत्थाहिं जवणीहिं वणपुप्फमालाधारिणीहिं परिवुदो इदो एव्व आअच्छदि पिअवअस्सो ।

છે. બુદ્ધનો વ્યુત્પત્ત્યર્થ તો 'જાગેલો, બોધ પામેલો' એટલો જ છે, અને અહિંસાપ્રધાન ધર્મના પ્રવર્તક શાક્યમુનિ માટે એનો પ્રયોગ સંકુચિત અર્થમાં છે; જેમ 'મહાવીર'નો અર્થ 'પ્રબળ પરાક્રમી' છે પણ જૈન ધર્મના છેલ્લા તીર્થંકર વર્ધમાન માટે એ લગભગ વિશેષ નામની જેમ વપરાયો છે બૌદ્ધ ધર્મનો—ખાસ કરીને એની મહાયાન શાખાનો પ્રચાર ભારતની બહાર અનેક દેશોમાં થયો હતો, જેમાં ઈરાન અને અફઘાનિસ્તાનનો પણ સમાવેશ થાય છે. મૂર્તિભંજક આરબોએ જ્યારે ઈરાન ઉપર વિજય કર્યો ત્યારે ત્યાંનાં મન્દિરોમાં મોટે ભાગે એમણે બુદ્ધની જ મૂર્તિઓ જોઈ, કેમ કે મહાયાનને બુદ્ધની મૂર્તિની પૂજા અભિમત હતી. સંસ્કૃત બુદ્ધનું 'બુત' એવું અપભ્રષ્ટ રૂપ ફારસીમાં 'મૂર્તિ'ના સામાન્ય અર્થમાં પ્રચારમાં આવ્યું 'બુતપરસ્ત' એટલે મૂર્તિપૂજક, 'બુતશિકન' એટલે મૂર્તિભંજક, 'બુતખાના' એટલે મન્દિર. ફારસીમાંથી આ શબ્દ પ્રસ્તુત સાધારણીકૃત અર્થમાં ગુજરાતી સમેત અનેક ભારતીય ભાષાઓમાં આવ્યો, તે સાથે એનો પૂર્વજ સંસ્કૃત બુદ્ધ પણ વપરાશમાં ચાલુ રહ્યો ફારસી 'બુત'ના 'બ'માં મહાપ્રાણનો પ્રક્ષેપ થઈ વ્યુત્પન્ન થયેલો 'ભુત' શબ્દ પદ્મનાભના 'કાન્હડદેપ્રબન્ધ'માં સોમનાથના લિંગ માટે વપરાયો છે,[3] ત્યાં વળી અર્થ થોડોક વિસ્તૃત થાય છે

---

૩. જેમ કે—

ફોધા ભૂત બન્દિ મઇ તેરા, કરી સનંદ આવે,
માટી હુઇ તુ ધાટઉ બાધે, સોમનાથ મેહલાવે

—ખંડ ૧, કડી ૧૧૫

વાત વાત છેહ કરી સલામ, 'કેતા મલિક ન જાણું નામ,
એકમના મારઇ રજપૂત, હીંદૂ તણું છોડાવુ ભૂત.

—ખંડ ૨, કડી ૧૮

'પારસી' શબ્દનો ઇતિહાસ પણ એવો જ રસપ્રદ છે. આપણી ભાષામાં 'પારસી'ના ત્રણ અર્થો થાય છે—(૧) ઈરાનથી હિન્દમાં આવી વસેલો જરથોસ્તી કે તેનો વંશજ, (૨) પારસીઓને લગતું, (૩) સાંકેતિક બોલી. આમાંના પહેલા બે અર્થો પ્રસિદ્ધ છે, પણ ત્રીજા અર્થ વિષેની ચર્ચા અહીં પ્રસ્તુત છે.

સોની, કડિયા વગેરે કારીગરોની ધંધાદારી સાંકેતિક બોલી 'સોનીની પારસી'[4] 'કડિયાની પારસી' એવાં નામે ઓળખાય છે. જૂના સમયમાં કેટલીક ગામઠી નિશાળોમાં અમુક ધંધાદારીઓની 'પારસી' વિદ્યાર્થીઓને શીખવાતી પણ ખરી.

'પારસી' શબ્દ 'ફારસી'ના 'ફ' માં રહેલા મહાપ્રાણત્વનો લોપ થવાથી બનેલો છે. પ્રાચીન કાળથી જ સંસ્કૃતાદિ ભાષાઓમાં પારસ, પારસી વગેરે શબ્દ 'ઈરાન,' 'ઈરાની,' એવા અર્થમાં વપરાયેલ છે. ઈરાનની ભાષા ફારસીને સંસ્કૃતમાં પારસી કહેલ છે[5] (જુઓ: म्लेच्छभाषासु—पारसीआरबीप्रमुखासु विशारद पण्डित 'જંબુદ્વીપપ્રજ્ઞપ્તિ' ઉપરની શાન્તિચન્દ્રની વૃત્તિ, પત્ર ૨૧૯). હિન્દમાં ફારસી રાજભાષા થયા પછી હિન્દુઓ પણ ઉત્સાહપૂર્વક ફારસીનો અભ્યાસ કરતા. એ સમયમાં રચાયેલા કેટલાક ફારસી સંસ્કૃત શબ્દકોશોનાં 'પારસી ભાષાનુશાસન,' 'પારસી નામમાલા,' 'પારસીપ્રકાશ,' 'પારસીવિનોદ' એવાં નામ છે. જિનપ્રભસૂરિએ ફારસીપ્રચુર અપભ્રંશ ભાષામાં લખેલા એક સ્તવનને અંતે इति जिनप्रभसूरिकृत पारसीभाषया श्रीऋषभदेवस्तवन समाप्तमिति એ પ્રમાણે પુષ્પિકા છે ('જૈન સાહિત્ય સંશોધક,' ખંડ ૩, પૃ. ૨૫). વળી ઘણું

---

4. મે જૂના હસ્તલિખિત પાના ઉપરથી 'સોનીની પારસી'ના શબ્દો 'બુદ્ધિપ્રકાશ'ના ઑગસ્ટ ૧૯૫૨ ના અંકમાં મે આપ્યા હતા.

5. ઘણા પ્રાચીન સમયથી ભારતના પશ્ચિમ કિનારાના બંદરોએથી ઈરાન સાથે વેપાર ચાલતો હતો. કેટલા યે ગ્રન્થોમાં વેપારી વહાણો 'પારસકૂલ'—ઈરાની અખાતને કિનારે ગયાનો ઉલ્લેખ છે, એ ભારત અને ઈરાનના ઘનિષ્ઠ સબંધનો

કરીને એ જ જિનપ્રભસૂરિએ રચેલા બીજા એક સ્તવનને અંતે—पारसीभाषाचित्रकेण श्रीशान्तिनाथाष्टकम् એ પ્રમાણે ઉલ્લેખ છે ('જૈન સત્યપ્રકાશ,' પુ ૧૨, પૃ ૭૫૯).

---

વિશેષ સૂચક છે વિક્રમના અગિયારમા શતકમા થયેલા વિદ્યાપતિ બિલ્હણના 'વિક્રમાંકદેવચરિત'મા નાયકના વિરહાગ્નિનુ વર્ણન નીચે પ્રમાણે કરેલું છે—

अचिन्तनीय तुहिनद्रवाणा श्रीखण्डवापीपयसामसाध्यम् ।
असूत्रयत् पत्रिषु पारसीकतैलाग्निमेतस्य कृते मनोभू ॥

—સર્ગ ૯, શ્લોક ૨૦

(અર્થાત્ કામદેવે પોતાના બાણો વડે એના શરીરમા, બરફના પાણીથી અથવા ચદનના પ્રવાહથી પણ શીતળ ન થાય એવો **પારસીક તૈલાગ્નિ** ઉત્પન્ન કર્યો )

જેસલમેરના ભડારમાની, આ કાવ્ય ઉપરની સ ૧૨૮૬ આસપાસ લખાયેલી ટીકા पारसीकतैलाग्नि નો અર્થ पारसीकदेशजवह्निम् એવો સમજાવે છે ('વિક્રમાંકદેવચરિત'ની બનારસની આવૃત્તિ, પૃ ૨૬૦)

ખનિજ તેલનો વપરાશ હિન્દમા નવો છે એમ સામાન્ય રીતે મનાય છે, પણ આ ઉલ્લેખ એથી જુદુ જ સૂચવે છે એમાનુ 'પારસીક તેલ' એ ઈરાનના તેલના કૂવામાનુ તેલ હોઈ શકે જેનો અગ્નિ વનસ્પતિજન્ય તેલો કરતા સ્વાભાવિક રીતે વધારે ઉગ્ર હોય છે જે રીતનો ઉલ્લેખ છે એ જોતા કર્તાને એનુ પ્રત્યક્ષ જ્ઞાન હોય એમ બને 'વિક્રમાંકદેવચરિત' એના કર્તા બિલ્હણે દક્ષિણ ભારતના કલ્યાણીના રાજદરબારમા રહીને રચ્યુ છે, અને એ તરફના બદરોએ ઈરાનથી એ તેલ આવતુ હોય એ તદ્દન સભવિત છે

જો કે ભારતમા પણ એક કાળે ખનિજ તેલની પેદાશ હતી એમ સૂચવતા કેટલાક સાહિત્યિક પુરાવા મળે છે 'બૃહત્ કલ્પસૂત્ર'ની આચાર્ય ક્ષેમકીર્તિની ટીકામા 'મરુતૈલ' નામના એક તેલનો ઉલ્લેખ છે એ તેલ મરુ દેશમા પર્વત માથી નીકળતુ હતુ આ હકીકતનુ સૂચન 'બૃહત્ કલ્પસૂત્ર'ના પ્રાચીનતર ભાષ્યમા પણ છે ('જૈન આગમ સાહિત્યમા ગુજરાત,' પૃ ૧૨૬ ૨૭) આ ઉલ્લેખોના પ્રકાશમા આ દિશામા વધુ સશોધન અપેક્ષિત છે

આમ 'પારસી'-ફારસી એ મૂળે એક વિશિષ્ટ ભાષાનું નામ છે. એમાંથી અર્થવિસ્તાર થતાં 'ભાષા' કે 'બોલી' એવા સાધારણ અર્થમાં 'પારસી'નો પ્રયોગ થવા લાગ્યો. વિક્રમની પંદરમી શતાબ્દી પૂર્વે રચાયેલી, ભાષાનાં પ્રાચીન ઉદાહરણ આપતી, એક અજ્ઞાતકર્તૃક કાવ્યકૃતિમાં ('રાજસ્થાની' ત્રૈમાસિક, ભાગ ૩, અંક ૩) ગુજરાત, માળવા, પૂર્વદેશ અને મહારાષ્ટ્ર એ ચાર પ્રદેશની સ્ત્રીઓ ભેગી થાય છે અને પોતપોતાની બોલી (એટલે કે પારસી)માં વાત કરે છે એનું મનોરંજક વર્ણન છે. એમાં કવિ કહે છે કે—

તિમ રમહિ પિક્ખિ જિણવરભવણિ
નિય નિય બુલ્લઇ **પારસી.**

અહીં 'પારસી' એટલે 'ભાષા' કે 'બોલી'. ફારસી એક પરદેશી ભાષા હતી જ્યારે સમાજના ઉપલા વર્ગોમા, પછીના સમયમાં અંગ્રેજીની જેમ, એનો સારી રીતે અભ્યાસ થતો હતો ત્યારે પણ બહુજનસમાજ તો એથી અજાણ્યુ જ હતો. એટલે આ દેશના વતનીઓના મોટા ભાગને તે કોઈ ગુપ્ત સાંકેતિક બોલી જેવી લાગે એ સ્વાભાવિક હતું.* કારીગરો અને ધંધાદારીઓની સાંકેતિક બોલી

* વાત્સ્યાયનના 'કામસૂત્ર' (૧ ૩ ૧૬)માં ૬૪ કળાઓ ગણાવી છે એમાં મ્લેચ્છિતक પણ છે 'કામસૂત્ર'ના ટીકાકાર યશોધરે એનો અર્થ આ પ્રમાણે સમજાવ્યો છે: यत्साधुशब्दोपनिबद्धमप्यक्षरव्यत्यासादस्पष्टार्थं तन्म्लेच्छितं गूढवस्तुमन्त्रार्थम्, तस्य विकल्पा बहवः पूर्वाचार्योक्ताः । આમ કહીને કૌટિલ્ય અને મૂલદેવે યોજેલી સાંકેતિક બોલીઓનાં ઉદાહરણ તેણે આપ્યાં છે. ગુપ્ત સાંકેતિક બોલી માટે અહીં 'મ્લેચ્છિતક' શબ્દ વાપર્યો છે એ ઘણું સૂચક છે અને પછીના સમયમાં 'પારસી' શબ્દના અર્થવિકારની પાછળ રહેલા મનોવ્યાપારનું તે દર્શન કરાવે છે 'ફારસી'—'પારસી' એક પરદેશી ભાષા હતી; 'મ્લેચ્છિતક' એટલે પણ મ્લેચ્છોની પરદેશીઓની બોલી, જે સામાન્ય માણસો માટે તો ગુપ્ત ભાષા સમાન જ હતી. 'મહાભારત'ના 'આદિપર્વ'માં વારણાવત જતા પાંડવોને, દુર્યોધને રચેલા લાક્ષાગૃહ સંબંધમાં વિદુરે મ્લેચ્છ ભાષામાં, બીજાઓ

પણ લક્ષણાથી 'પારસી' નામે ઓળખાઈ એનું કારણ એ જ હોઈ શકે આજે પણ ઉત્તર ગુજરાતના કેટલાક ભાગોમા કોઈ સ કેત-પૂર્વક કરેલી મશ્કરીને માટે 'પારસી કરી' એમ કહેવામા આવે છે. 'સાકેતિક બોલી'ના અર્થમા 'પારસી'નો પ્રયોગ અસાઈતકૃત 'હ સાઉલી' (ખ ડ ૩, કડી ૭૨), કેશવદાસકૃત 'કૃષ્ણક્રીડાકાવ્ય' (સર્ગ ૨૧, કડી ૩૫), ભાલણકૃત 'કાદ બરી' (કડવુ ૧૦, કડી ૫૪) આદિમા છે. શામળકૃત 'ન ન્દબત્રીશી'ના ('બૃહત્ કાવ્યદોહન', ભાગ ૧, છઠ્ઠી આવૃત્તિ, પૃ ૩૫૦)—

> ક ચન આગળ કથિર તે કશી, ચતુર આગળ કશી **પારશી;**
> હનુમાન આગળ કશા ઠેકડા, કરોડ આગળ કશા એકડા

એ અવતરણમા ચતુરો 'પારશી' સમજી શકે એ વસ્તુનો અસ દિગ્ધ નિર્દેશ છે અર્વાચીન ગુજરાતી સાહિત્યમાથી પણ આ અર્થના ઉદાહરણો મળશે—

ઉપલી સર્વ હકીકત હિન્દને મન **ફારસી** હતી તે એનો ભેદ કશો સમજી શકી નહિ ('હિન્દ અને બ્રિટાનિયા' ૪થી આવૃત્તિ, પૃ ૫૮)[7]

---

સમજે નહિ એ રીતે, ચેતાવ્યા હતા પાછળથી 'મ્લેચ્છિતક'નો વ્યુત્પત્ત્યર્થ ભુલાતા કૌટિલ્ય કે મૂલદેવ જેવા દેશવાસીઓએ યોજેલી સાકેતિક ભાષાઓ પણ એ નામથી ઓળખ ઈ

7 ફારસી એક અજાણી પરદેશી બોલી હોઈ પોતે ન સમજે એવી બોલી કે સ જ્ઞા માટે લોકો એ 'ફારસી'—'પારસી' શબ્દ વાપર્યો એમ પાછળથી અ ગ્રેજી માટે પણ વાપર્યો આ હકીકતનુ સૂચન કરતો એક ટુચકો છે હિંદમા નોકરી કરતા એક અ ગ્રેજ ન્યાયાધીશ દરરોજ સવારે ઘોડા ઉપર બેસી ફરવા જતા એક સવારે ઘોડો તૈયાર કરીને લાવતા સાઈસને મોડુ થયુ અને સાહેબે એને ઠપકો આપ્યો ત્યારે એણે મગરૂરીથી જવાબ વાળ્યો કે 'સાઈસ કા કામ બડા દરિયાફ હૈ ઇસ મે દેર ભી લગ જાતી હૈ યહ ઘુસડ ઘુસડ **ફારસી** લિખને કા નહિ હૈ'

અહીં સાઈસે અ ગ્રેજી જેવી એને અજાણી ભાષાને 'ફારસી' કહી છે

आत्मन्‌નો પ્રયોગ છે એમ જણાય છે કે આ શબ્દનો અર્થ બે દષ્ટિબિંદુએથી થતો હતો—એક તો 'આત્મા' અથવા 'અંતરાત્મા' અને બીજો 'બાહ્ય આત્મા' અથવા 'શરીર'. જુઓ—

(૧) आत्मन्='આત્મા' અથવા 'અંતરાત્મા'—

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थित ।
अहमादिश्च मध्य च भूतानामन्त एव च ॥ (१० २०)

અહીં આત્માનો અર્થ શંકરાચાર્ય प्रत्यगात्मा એવો સમજાવે છે

(૨) आत्मन्='પોતે' એવો સાધારણ અર્થ—

उद्धरेदात्मनाऽऽत्मान नात्मानमवसादयेत् । (६-५)
स्वयमेवात्मनाऽऽत्मान वेत्थ त्व पुरुषोत्तम । (१०-१५)

અહીં શંકરાચાર્ય आत्मा નો અર્થ સમજાવતા નથી, પણ સન્દર્ભ ઉપરથી 'પોતાની જાત', 'પોતે' એવો અર્થ સ્પષ્ટ છે

(૩) आत्मन्='ચિત્ત' અથવા 'સત્ત્વ' એવો અર્થ—

योगिन कर्म कुर्वन्ति सङ्ग त्यक्त्वाऽऽत्मशुद्धये । (५-११)

શંકરાચાર્ય आत्मशुद्धयेનો અર્થ सत्त्वशुद्धये એવો સમજાવે છે

(૪) आत्मन्='શરીર'

આ અર્થ વિલક્ષણ લાગે એવો છે, છતા એ પ્રમાણોપેત છે आत्मन्‌નો પ્રયોગ જ્યારે चित्त જેવા શબ્દની સાથે થાય ત્યારે અર્થની નકામી પુનરુક્તિ ટાળવા માટે आत्मन्‌નો અર્થ चित्त સિવાય બીજો કંઈ અર્થાત્ શરીર લેવો પડે છે જુઓ—

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रह । (४-२१)

એનું ભાષ્ય કરતાં શંકરાચાર્ય चित्त અને आत्मा એ બે શબ્દો વિષે લખે છે : चित्तम् अन्त करणम्, आत्मा बाह्यकार्यकारणसघात ।

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासन शौच स्थैर्यमात्मविनिग्रह ॥ (१३-७)

એમાં પ્રસ્તુત સ્થાને શંકરાચાર્ય લખે છે—आत्मशब्दवाच्यस्य कार्यकारणसंघातस्य.

योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ (६-१०)

°चित्तात्मानो અર્થ શંકરાચાર્ય आत्मदेहश्च એમ સમજાવે છે. પૂર્વાર્ધમાં પ્રયોજાયેલ आत्मानंનો અર્થ 'પોતાની જાતને'—'પંડને' એવો સાધારણ છે.

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ (५-७)

विजितात्मा નો અર્થ શંકરાચાર્ય विजितदेहश्च એ પ્રમાણે સમજાવે છે. આ શ્લોકમાં आत्मन् શબ્દ ચાર જુદી જુદી અર્થ-છાયાઓમાં વપરાયો છે—જે છાયા પર્યાયો દ્વારા રજુ કરવી મુશ્કેલ છે—એ બતાવે છે કે એનો અર્થ કેવો પ્રવાહી હતો.

વળી આમાં ખાસ ધ્યાન રાખવાનુ એ છે કે અમુક સ્થાનોએ आत्मन्નો અર્થ 'અંતરાત્મા'થી ભિન્ન 'પંડ' કે 'દેહ' કર્યા વિના ચાલે એમ નથી. જેમ કે—

समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥ (१३-२८)

આત્મા વડે આત્માનો ઘાત કેવી રીતે થઈ શકે ? કેમ કે नाय हन्ति न हन्यते (२-१९), આત્મા તો હણતો નથી અને હણાતો નથી.

आत्मानां પ્રાકૃતમાં બે રૂપો થાય છે—अप्पा અને अत्ता. अप्पा ઉપરથી ગુજરાતી અને હિન્દીમા 'આપ' શબ્દ થયો. ગુજરાતીમાં 'આપ'નો અર્થ 'પોતે', 'પોતાની જાત' એટલો જ છે, અને 'આપોપું' 'આફણિયે' વગેરે જૂના ગુજરાતી શબ્દો એ સાથે સંબંધ ધરાવે છે. પણ હું ધારું છું કે હિન્દીની અસરથી 'તમે'

સર્વનામનો અર્થ બહુમાનપૂર્વક વ્યક્ત કરવા માટે 'આપ' શબ્દ વપરાતો થયો છે, એ એક નોંધપાત્ર અર્થફેરનું ઉદાહરણ છે. હિન્દીમાં તો એ ત્રીજા પુરુષનો માનપૂર્વક ઉલ્લેખ કરવા માટે વપરાય છે

आत्मा वै पुत्रनामासि એ ઉક્તિ દર્શાવે છે તે પ્રમાણે, आत्मन्‌નો એક અર્થ 'પુત્ર' પણ થઈ શકે પ્રાકૃત अत्ता ઉપરથી વ્યુત્પન્ન થયેલો 'આતા' શબ્દ જૂની ગુજરાતીમાં 'પુત્ર'ના અર્થમાં છે[9] (એને જ મળતો आदा શબ્દ શૌરસેનીની અસરવાળી જૈન પ્રાકૃતમાં છે, પણ ત્યાં એનો અર્થ 'આતમા' એટલો જ છે) વિશ્વનાથ જાનીકૃત 'પ્રેમપચીશી'ના (વિક્રમના ૧૮મા શતકનો પ્રારંભ) નીચેના અવતરણ જુઓ—

**આતા** ! પહેરો આગળ સુણ્ય વહાલા રે !
નરનારી સહુ જોયે, કુઅરજી કાલા રે (પ ૪૩૭ ૩૮)
માહારા **આતા** ! તૂ આધાર રે,
પાર નથી પીડ તણો જી રે જી (પ. ૭૩૬ ૩૭)

વળી જુઓ એ જ કાવ્યનું પદ ૨૫મું, જ્યાં 'આતા' શબ્દનો અનેક વાર પ્રયોગ છે

આતા' ઉપરથી 'આતાજી' પણ છે જેમ કે—

**આતાજી** ! એમ ન ખીજિએ બલિહારી રે
મુને કોહોની મનની વાત, બલા લેઉં તાહારી રે (પ ૫ ૬)

'આતાભાઈ' વિશેષ નામ તરીકે ગુજરાત-સૌરાષ્ટ્રમાં છે ત્યાં પણ आत्मा નો પ્રાકૃત अत्ता દ્વારા થયેલો તદ્ભવ છે

---

[9] 'સત્તરમા શતકના પ્રાચીન ગુર્જર કાવ્ય'ની સૂચિમાં 'આતા' શબ્દની વ્યુત્પત્તિ મેં સંસ્કૃત आत्मज > પ્રાકૃત अत्तअ ઉપરથી આપી હતી, પણ आत्मा ઉપરથી अत्ता દ્વારા એની વ્યુત્પત્તિ ભીજવાધવની સાધક હોઈ હવે મને વધારે સ્વીકાર્ય લાગે છે

यज् ધાતુ ઉપરથી થયેલો यज्ञ શબ્દ લોકસંગ્રહાર્થે થતા સેવાકાર્ય માટે કેવી રીતે રૂઢ થયો એ અર્થવિસ્તારનું એક વિશિષ્ટ ઉદાહરણ છે સંસ્કૃતમાં એ અર્થ દઢ કર્યો ગીતાએ; ગુજરાતીમાં એનો પ્રચાર ગાંધીજીના લખાણોથી થયો છે પ્રાચીન કાળથી માંડીને ધર્મ શબ્દનો ઇતિહાસ, અર્થવિષયક દશાન્તરો સાથે એનો પ્રયોગ કરનાર પ્રજામાં માનસિક દશાન્તરોનો પણ વૃત્તાન્ત રજૂ કરે છે

'ભાત' એટલે ચોખા એ શબ્દ સંસ્કૃત भक्त ઉપરથી પ્રાકૃત भत्त દ્વારા આવ્યો છે સંસ્કૃતમાં 'બાફેલા ચોખા' તથા 'રાંધેલો ખોરાક' એમ બન્ને અર્થો એના થાય છે જો કે હું ધારું છું કે 'બાફેલા ચોખા' અથવા 'ચોખા' એ એનો અર્થ વધારે પુરાણો હોવો જોઈએ. ગુજરાતીમાં 'ખેતરમાં ભાત આપવા જવું' એમાં 'ભાત'નો અર્થ 'ખોરાક' એવો સામાન્ય છે. વળી ખાસ નોંધપાત્ર એ છે કે ખેડૂતના ભાતમાં ચોખા ભાગ્યે જ હોય છે 'ભતવારી' એટલે 'ભક્તહારી'—'પાણીહારી' (પાણિયારી)ની જેમ મુસાફરીમાં લઈ જવાનો ખોરાક તે 'ભાતું ' જૈન પરિભાષામાં भक्तपान —'ભાતપાણી'નો અર્થ આહારપાણી અથવા ખાનપાન એવો સામાન્ય થાય છે જે પ્રજામાં મુખ્ય ખોરાક ચોખાનો હશે એની પાસેથી આ શબ્દ ઘઉં અથવા બાજરી મુખ્યત્વે ખાનાર પ્રજા પાસે આવ્યો હશે એવું અનુમાન આ ઉપરથી કરવામાં આવે તો એ ભાગ્યે વધારે પડતું ગણાય. સંસ્કૃતમાં પણ પ્રશિષ્ટ કરતાં વધુ અંશે તે જૈન સંસ્કૃતનો શબ્દ છે મૂળે એ આર્યેતર શબ્દ હોય એમ પણ બને, કેમ કે કોઈ સંસ્કૃત ધાતુમાંથી એની વ્યુત્પત્તિ સાધવી મુશ્કેલ છે જૈન સૂત્રોની પ્રાકૃત જે મૂળે પૌર્વાત્ય પ્રાકૃત છે એમાં મુખ્યત્વે બંગાળ જેવા પ્રાચ્ય ભાષાવિસ્તારો, જ્યાં આર્યેતર અસર સારા પ્રમાણમાં હતી, ત્યાંથી એ આવ્યો હોય એ સંભવિત છે જો કે આ વસ્તુ નિશ્ચિતપણે પુરવાર કરવા માટે હજી વધુ સંશોધનની અપેક્ષા રહે છે બંગાળીમાં 'ધાન' શબ્દ માત્ર 'ડાગર' માટે

વપરાય છે એ અર્થવ્યાપારની દૃષ્ટિએ નોંધવા જેવું છે 'ભાત'નો પર્યાય શબ્દ 'ચોખા' વળી શબ્દસંક્ષેપથી થયેલો છે 'ચોખા' (સં. चोक्ष) એટલે સાફ, છડેલા—સાફ કરેલા ભાત માટે चोक्षा व्रीहय કે शालय એવો પ્રયોગ થાય એમાંથી બોલવાની સગવડ માટે માત્ર चोक्षा' અંગનો જ વ્યવહાર થતાં પ્રાકૃત चोक्खा દ્વારા 'ચોખા' શબ્દ ભાત માટે વપરાતો થયેલો છે

સંસ્કૃત राष्ट्र તથા राष्ट्रपति શબ્દો અર્થવિસ્તારના સારા ઉદાહરણો હોવા સાથે ઐતિહાસિક રીતે પણ અગત્યના છે ऋग्वेद કાળથી માંડી સંસ્કૃતમાં राष्ट्र શબ્દના 'રાજ્ય,' 'રાજ્યના તાબાનો પ્રદેશ,' 'દેશ-જનપદ' એવા અર્થો (જેમ કે સુરાષ્ટ્ર, મહારાષ્ટ્ર, ઇત્યાદિ; કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'માં સભારાષ્ટ્રક, મધ્યરાષ્ટ્રક, કાશ્મીરરાષ્ટ્રક એવાં નામો મળે છે, સંઘદાસગણિની 'વસુદેવ હિંડી'માં પશ્ચિમ સમુદ્રની પાસે આવેલા ચાર જનપદોનાં આનર્ત, કુશાવર્ત સુરાષ્ટ્ર અને શુકરાષ્ટ્ર એવાં નામ આપ્યાં છે) અને લક્ષણાથી 'રાષ્ટ્રમાં વસતા લોકો' એવા અર્થો થાય છે પાલિ અને પ્રાકૃતમાં પણ रट्ठ શબ્દના આવા અર્થો છે અર્વાચીન ભારતીય ભાષાઓમાં 'રાષ્ટ્ર'નો અંગ્રેજી 'નેશન' શબ્દના પર્યાયરૂપે જે અર્થ કરવામાં આવે છે તે સંસ્કૃતમાં અને સંસ્કૃતેતર પ્રાચીન ભાષાઓમાં લગભગ અજાણ્યો છે જો કે 'રાષ્ટ્ર'ના અર્વાચીન અર્થસન્દર્ભ સાથે કંઈક તુલના કરી શકાય એવો પ્રયોગ 'ધમ્મપદ'માં એક સ્થળે મળે છે—

सेय्यो अयोगुलो भुत्तो तत्तो अग्गिसिखूपमो ।
यञ्चे भुञ्जेय दुस्सीलो रट्ठपिण्ड असञ्ञतो

(નરકવર્ગ—પદ્ય ૩)

(અર્થાત્ અસંયમી અને દુઃશીલ થઈને રાષ્ટ્રપિંડ—જનપદનું અન્ન ખાવા કરતાં અગ્નિશિખા સમાન લોઢાનો તપેલો ગોળો ખાવો સારો)

રાષ્ટ્રીનો અર્થ 'ઋગ્વેદ'મા વાણી થાય છે. 'વાગાભૃણીસૂક્ત'મા વાગ્દેવી કહે છે—

अह राष्ट्री सगमनी वसूना
चिकीतुषी प्रथमा यज्ञियानाम् ।

('ઋગ્વેદ,' ૧૦-૧૨૫ ૩)

(અર્થાત્ હુ રાષ્ટ્રી રાણી છુ, (ઉપાસકોને) સમૃદ્ધિ આપનારી છુ અને યજ્ઞાર્હ દેવોની સર્વપ્રથમ જ્ઞાત્રી છુ )

'રાષ્ટ્રીય'નો આજે આપણે 'પ્રજાની માલિકીનુ,' 'પ્રજાકીય' એવો અર્થ સામાન્યત કરીએ છીએ મૂળે એ શબ્દનો અર્થ 'રાજ્યની (એટલે કે રાજાની) માલિકીનુ,' 'રાજ્યને (એટલે કે રાજાને) લગતુ' એવો થાય છે राष्ट्रिय श्याल એટલે 'રાજાનો સાળો' એ વિષે આપણે બીજા વ્યાખ્યાનમા ચર્ચા કરી છે 'રાષ્ટ્ર'નો અધિપતિ—રાજા તે રાષ્ટ્રપતિ 'મહાભારત'મા અને 'રામાયણ'મા અનુક્રમે યુધિષ્ઠિર અને રામને 'રાષ્ટ્રપતિ' કહ્યા છે 'ઐતરેય બ્રાહ્મણ'મા પુરોહિતને 'રાષ્ટ્રગોપ' (રાજ્યનો રક્ષક) કહ્યો છે, કેમ કે મત્રાદિ વડે રાજા અને રાજ્યનુ રક્ષણ કરવાની એની ફરજ હતી (Vedic Index, ગ્રન્થ ૨, પૃ ૧૩)

પણ 'રાષ્ટ્ર' જ્યારે એક વહીવટી એકમ બન્યુ અને સામ્રાજ્યનો એક ભાગ બન્યુ ત્યારે 'રાષ્ટ્રપતિ'નો અર્થ 'સૂબો' થવા લાગ્યો રાષ્ટ્રકૂટ રાજાઓના લેખોમા આ અર્થમા 'રાષ્ટપતિ' મળે છે કર્કરાજ સુવર્ણવર્ષના શક સ ૭૪૩ ના તામ્રપત્રમા આ પ્રમાણે ઉલ્લેખ છે—

सुवर्णवर्षश्रीकर्कराजदेवकुशली सर्वानेव यथासवध्यमानान् राष्ट्रपतिविषयपतिग्रामपतिग्रामकूटयुक्तनियुक्तवासावकाधिकारिकमहत्तरादिकान्

समनुदर्शयति...('ગુજરાતના ઐતિહાસિક લેખો,' ભાગ ૩, પૃ. ૧૨૯). અહીં જે ક્રમે અધિકારીઓ ગણાવ્યા છે એ જોતાં 'રાષ્ટ્ર' એ સૌથી મોટું વહીવટી એકમ હતું, અને તેનો હાકેમ 'રાષ્ટ્રપતિ' એ રાજનિયુક્ત પ્રાદેશિક અધિકારીઓમાં કદાચ સૌથી વધારે મહત્ત્વ ધરાવતો હતો.

આજે દેશની રાજ્યસંબંધી ભાવનાઓમાં આમૂલ પરિવર્તનો થયા પછી પણ 'રાષ્ટ્ર,' 'રાષ્ટ્રિય' અને 'રાષ્ટ્રપતિ' એ શબ્દો તો ચાલુ રહ્યા છે. પરન્તુ 'રાષ્ટ્ર' એ માત્ર રાજ્ય કે એનો પ્રાદેશિક વિભાગ નથી, પણ એક જ પ્રકારની ભાવનાઓ ભાવતી પ્રજાથી વસાયેલો દેશ છે; 'રાષ્ટ્રીય' હવે રાજાની અપેક્ષાએ નથી, પણ પ્રજાની અપેક્ષાએ છે એટલે કે બહુ વિસ્તૃત સન્દર્ભમાં મુકાયેલ છે. તે એટલે સુધી કે પ્રાચીન કાળમાં જે 'રાષ્ટ્રિય' અર્થાત્ 'રાજ'કીય એટલે કે રાજાનું હતુ તે આજે 'પ્રજા'કીય છે, એટલું જ નહિ પણ કાળની લીલાએ તો 'રાજકીય' અને 'પ્રજાકીય' એ બન્નેને એકત્વ અર્પી દીધું છે! અને 'રાષ્ટ્રપતિ' એ રાજ્યનો કે પ્રજાનો સ્વામી થવામાં નહિ, પણ સેવક થવામાં ધન્યતા અનુભવે છે.

સંસ્કૃતમાં यमल એટલે જોડું—ખાસ કરીને ભાઈબહેનનું જોડું. ઋગ્વેદમાંના 'યમ-યમી સંવાદ'માં આવું જોડું છે. જો કે શ્રીકૃષ્ણના બાલચરિત્રમાં જેનો પ્રસંગ આવે છે તે 'યમલાર્જુન' વડે બે અર્જુન વૃક્ષોનું જોડું ઉદ્દિષ્ટ છે. यमलनो અર્થ બે પણ થાય છે અને यमली એટલે 'બે ટુકડાનું બનાવેલું વસ્ત્ર.' આ શબ્દમાં કાલાન્તરે અર્થવિસ્તાર થાય છે. પ્રાકૃતમાં जमलના 'જોડું' અથવા 'યુગલ' એ અર્થ ઉપરાંત 'પાસે' અથવા 'સાથે' અથવા 'તુલ્ય' એવા અર્થો છે. जमग (સં. यमक) અને जमगसमगं (સં यमकसमक)માં 'એક સાથે' એવો અર્થ છે, તે પણ આ સાથે સરખાવી શકાય જૂના ગુજરાતીમાં પ્રાચીનતર થરમાં 'જમલ'નો ઔપમ્યવાચી 'તુલ્ય'

એવો અર્થ છે,[10] પણ પછીના સાહિત્યમા તો એનો મુખ્યત્વે 'પાસે' એવો જ અર્થ મળે છે.[11] 'પામે'ના સાહચર્યથી પ્રેમાનંદમાં એ

---

10. રૈલઇ રયણાયર **જમલે**, રાણીરાણિ નમત તુ
—'ભરત બાહુબલિ રાસ' (સ ૧૨૪૧), કડી ૩૯

હસ **જમલિ** બઇઠઉ સુવર્ણકમલિ, દિઇ ઉપદેશ, હૂઉ પુણ્ય તણઉ નિવેશ—'પૃથ્વીચદ્રચરિત્ર' (સ ૧૪૭૮) ('પ્રાચીન ગુર્જર કાવ્યસગ્રહ,' પૃ ૧૩૦)

11. (૧) વિણુ પડીઆર પટુ કર વહઇ, ન કો અગરખ **જમલુ** રહઇ,
મરણ તણિ ભયિ ભોજન વાર, વાસી ચાટઉ ધરઇ સૂઆર
—'કાન્હડદેપ્રબન્ધ,' ખડ ૧, કડી ૨૫

(૨) માઢ માઢ ઊપરિ માલીયા, **જમલાં** ગૂખ સરિસ જાલીયા
—વીરસિંહકૃત 'ઉષાહરણ,' પક્તિ ૨૨

(૩) શશિબિંબ તે દીસિ એવ નિર્મલિ, ઇમ ઉપાવડી ચિત્રલેહ **જમલિ.**
—એ જ, પક્તિ ૫૪૭

(૪) પડિત બોપદેવ દ્વિજ એક, કીધુ હરિલીલા વિવેક,
તિણિ આધારિ મિ કરી કથા, સરોવર **જમલુ** કૂઉ યથા
—ભીમકૃત 'હરિલીલા ષોડશકલા' (સ ૧૫૪૧), ફલશ્રુતિ, કડી ૧

(૫) ભક્ત્ય **જમલ્ય** રહૈ હરિનાથ, ભક્ત્ય વિણા વણસૈ અન્ય સાથ
—નરહરિકૃત 'હરિલીલામૃત' (૧૭ મા શતકનો ઉત્તરાર્ધ), પક્તિ ૩૩૫

(૬) જો દાણ લેવુ મનના ગમે, બાજેહાગી રે,
તો **જમલો** જમુનાનો ઘાટ, બલા લેઉ તાહારી રે
—વિશ્વનાથ જાનીકૃત 'પ્રેમપચીશી'
(૧૮ મા શતકનો પ્રારભ), પક્તિ ૨૯ ૩૦

જૂની ગુજરાતીમા આ શબ્દ બહોળા પ્રચારમા છે અને એના બીજા અનેક ઉદાહરણ ટાકી શકાય એમ છે

શબ્દ 'એકત્ર' એવા અર્થમા છે;[12] જો કે પ્રેમાનંદના પ્રસ્તુત અવતરણમાંના એ શબ્દના પ્રયોગમાં 'પાસે'ની છાયા પણ છે. પ્રેમાનંદના પ્રયોગ ઉપરથી જણાય છે કે ઓછામા ઓછું અઢારમા શતક સુધી એ શબ્દ ગુજરાતી ભાષામાં સુપ્રચલિત હતો; પણ ત્યાર પછી એ ધીરે ધીરે પ્રયોગલુપ્ત બન્યો છે શ્રી ચંદ્રવદન ચિમનલાલ મહેતાએ 'યમલ' નામનું કાવ્ય લખીને એના તત્સમ રૂપમાં તેમ જ અર્થમા એ શબ્દનો જીર્ણોદ્ધાર કર્યો છે સંસ્કૃત यमल ઉપરથી પ્રાકૃત जमल દ્વારા વ્યુત્પન્ન થયેલો जवळ મરાઠીમા 'જોડે,' 'પાસે'ના અર્થમા ચાલુ છે એક જ મૂળનો તદ્ભવ એક ભાષામાં લુપ્ત થાય, પણ અન્ય ભગિનીભાષામા ચાલુ રહે એમ કેટલીક વાર જોવામાં આવે છે જેમ કે—સં दक्षिण (જમણો)નું પ્રા दक्खिण> दाखिण>दाहिण રૂપ જૂની ગુજરાતીમા વપરાતુ હતું,[13] તે કેટલાક સૈકાથી પ્રચારમા નથી, પણ હિન્દીમા दाहिना રૂપ સુપ્રચલિત છે. બગાળીમાં 'ડાન' હાથ એટલે જમણો હાથ

जिगीषा એટલે 'જીતવાની ઇચ્છા' એ ઉપરથી જૂની ગુજરાતીમા થયેલો 'જગીસ' શબ્દ અર્થવિસ્તારનો એક અચ્છો નમૂનો પૂરો પાડે છે 'જગીસ' શબ્દ પહેલા તો 'ઇચ્છા' અથવા

---

12 જ્વાલા પ્રગટી ને ભાવ ભૃકુટી, સુભટ તેડ્યા **જમલા**,
મંત્રી કહે ભાઈ સબળ શોભે, હરિ ઓછગે કમલા

—'ઓખાહરણ' ('બૃહત્ કાવ્યદોહન' ભાગ ૧ ની વાચના),
કડવુ ૨૫, કડી ૨

13 જેમ કે—

પહિલઉં સરસતિ અરચિસુ રચિસુ વસંતવિલાસ,
વીણ ધરઇ કરિ **દાહિણિ** વાહણિ હંસુલઉ જાસુ

—'વસંતવિલાસ,' કડી ૧.

'આકાંક્ષા' એવા સામાન્ય અર્થમાં વપરાતો થયો.[14] કંઈક 'મહત્ત્વ' જેવા અર્થમાં પણ તે પ્રયોજાયો છે,[15] પરન્તુ સમય જતાં એ અર્થ પણ આછો બની ગયો, અને 'સાર' અને 'નિરધાર'ની જેમ તે કેવલ પાદપૂરક બન્યો[16] અર્થાત્ એણે અર્થ લગભગ ગુમાવી

---

14 જેમ કે—

સહિગુરુ ચરણ નમુ નિસિદીસ, જેહથી પુહચિ સકલ **જગીસ ;**
જેહઇ લહીઇ ધર્મવિચાર, સકલ શાસ્ત્ર સદ્ગુરુ આધારિ
—જયવંતકૃત 'શૃંગારમંજરી' (સં ૧૬૧૪), મંગલાચરણ

સિદ્ધ સત્રે નિતુ પણમીઇ, લહીયઇ સયલ **જગીસ.**
—સંઘવિજયકૃત 'સિંહાસનબત્રીસી' (સં ૧૬૭૮), મંગલાચરણ

તિહાં રાજા વિક્રમ નરઇશ, પુણ્યઇ પામી સયલ **જગીસ.**
—એ જ, કથા ૧૩, કડી ૨

15 જુઓ—

પંડિત, રાજકુલ છત્રીસ, ઓલગ કરઇ જાણી નરઇશ,
કર જોડીનિ નામઇ શીષ, ભૂપ વધારઇ તાસ **જગીસ.**
—એ જ, કથા ૧૬, કડી ૧૨

16 આગમ અર્થ અતુલ ભંડારુ, ક્રિયાકલાપ સકલ કોઠાર,
સાતિ તત્તિ સમંગ **જગીસ,** દંડાયુધ ગુરુગુણ છત્રીસ
—જયશેખરસૂરિકૃત 'ત્રિભુવનદીપક પ્રબન્ધ' (પંદરમા શતકનો ઉત્તરાર્ધ), કડી ૧૭૪

જયવંતા વિચરે તસ સીસ, વાચક લક્ષ્મીરત્ન **જગીસ ;**
તસ સીસ કર જોડી ભણિ, જે નરનારી શ્રવણે સુણિ
—હરજીકૃત 'વિનોદ ચોત્રીસી કથા' (સં ૧૬૪૧)
('જૈન ગુર્જર કવિઓ,' ભાગ ૩, ખંડ ૧, પૃ ૭૧૫)

જિનમંદિરિથિ જિમણે, દેવરીયા છત્રીસ,
તિહાં પૂજા પ્રભુની કરઇ, નરનારી **જગીશ.**
—નરસિંહદાસકૃત 'મગસીમંડન જિનસ્તવન,' કડી ૯
('જૈન સત્ય પ્રકાશ,' પુ ૧૩, પૃ ૧૩૭)

દીધો. આની સાથે સરખાવી શકાય એવું ઉદાહરણ अवदात શબ્દનું છે સસ્કૃતમાં अवदातનો અર્થ 'સ્વચ્છ, સ્વચ્છ, સુન્દર' એવો છે; 'ઉત્તમ' એવા અર્થમા પણ તે ક્વચિત્ વપરાય છે. જૂની ગુજરાતીમા એ શબ્દ તત્સમ સ્વરૂપે જ પ્રયોજાય છે. ત્યાં એનો અર્થ 'પરાક્રમ—કીર્તિનો વૃત્તાન્ત'[17] એવો છે અને સાથોસાથ કેવળ 'વૃત્તાન્ત' અથવા 'હકીકત' એવો સાધારણ અર્થ પણ છે.[18] આ બન્ને શબ્દો અર્વાચીન ગુજરાતી સુધી આવ્યા નથી એ નોંધપાત્ર છે. બન્નેમા સ્પષ્ટ અર્થ વ્યક્ત કરવાની શક્તિનો લોપ થયો એ વસ્તુ

---

17. જેમ કે—

સુણજો વિક્રમની વડવાત, અવનિતલ જેહના **અવદાત**,

—સંઘવિજયકૃત 'સિંહાસનબત્રીસી,' કથામુખ, કડી ૩.

ગુજરાતમાં રચાયેલા સસ્કૃત સાહિત્યમા પણ अवदात શબ્દ પરાક્રમ'ના અર્થમાં છે ઉદાહરણ તરીકે—

नयेन नेता विनयेन शिष्य शीलेन नारी प्रशमेन लिङ्गी ।
प्रौढावदातेन भट प्रचण्डो धर्मेण जन्तुश्च सदा विभाति ॥

—જિનહર્ષકૃત 'વસ્તુપાલચરિત,' પ્રસ્તાવ ૨, શ્લોક ૨૯૩.

18 તે છઇ નરપતિ ક્ષત્રિની જાત, નૃપ આગલિ કહઇ **અવદાત**.
રાજ લીધું મુઝ ગોત્રિં મિલી, સુખશાતા તિણ મારણ ટલી,

—સંઘવિજયકૃત 'સિંહાસનબત્રીસી', કથા ૨૦, કડી ૨૫

વિક્રમ કહઇ મહિતા મતઇ, પૂરવ સવિ **અવદાત**;
નૃપ વ્યતિકર શ્રવણે સુણ્યા, હરખ્યઉ બહુ ભટ માત્ર

—એ જ, કથામુખ, કડી ૧૧૧.

સેવક મુખિ વિક્રમ સુણી વાત, તપસી-તટિનીનઉ **અવદાત**.

—એ જ, કથા ૨, કડી ૯.

ઇણ પરિ મગસીનાથનઇ મહિમા અતિ વિસ્તાર;
હું કહિ ન સકું માનવા, એ કોઈ **અવદાત**.

—નરસિંહદાસકૃત 'મગસીમડન જિનસ્તવન,' કડી ૧૯

એમની વિલુપ્તિમા કારણભૂત હશે એમ મને લાગે છે જીવનમા તેમ ભાષામા પણ નિરર્થક વસ્તુઓ ટકી શકતી નથી

સ સ્કૃત શય્યાનુ પ્રાકૃત રૂપ સેજ્જા અર્થવિસ્તારનો એક સારો નમૂનો રજૂ કરે છે 'શય્યા' એટલે 'પથારી' અથવા 'સૂવાનુ સ્થાન' પણ સૂવાનુ સ્થાન એ નિવાસસ્થાન પણ હોય આથી પ્રાકૃતમા, ખાસ કરીને જૈન પરિભાષામા સેજ્જા અથવા 'શય્યા'નો અર્થ 'નિવાસ, વસતિ, ઉપાશ્રય' એવો અને સેજ્જાયરનો અર્થ 'વસતિ આપનાર' એવો થયો આ ઉપરથી સ સ્કૃતમા—ખાસ કરીને જૈન સ સ્કૃતમા શય્યા અને શય્યાતર એ શબ્દો અનુક્રમે 'વસતિ' અને 'વસતિસ્થલ આપનાર' એ અર્થમા વપરાયા છે 'ઉત્તરાધ્યયન સૂત્ર'ના બીજા અધ્યયનમા સાધુએ સહન કરવાના બાવીસ 'પરીષહો' અથવા વિઘ્નો વિષે વિવેચન છે એમાનો એક 'શય્યા પરીષહ' પણ છે ત્યા 'પથારી' અને 'વસતિ'—મૂળ અને વિસ્તૃત—એ બન્ને અર્થો એક સાથે છે (સૂત્ર ૨૨ ૨૩) પહેલા સાધુઓ કોઈ ઘરમા શય્યા પાથરવા જેટલી જગા મેળવી લેતા હશે એ તેમનો 'ઉતારો' 'વસતિ અથવા ઉપાશ્રય થયા પછી પણ 'શય્યા' એના વિસ્તૃત, લાક્ષણિક અર્થમા પ્રયોજાવો ચાલુ રહ્યો હતો જુદા જુદા શાસ્ત્રો અને વિજ્ઞાનોની જેમ વિવિધ ધર્મો અને સ પ્રદાયોની પરિભાષામા પ્રચલિત શબ્દો જ નવીન અર્થમા વપરાયા હોઈ એમા આવા પલટાના અનેક ઉદાહરણ મળે છે

શાસ્ત્રકારો કે ગ્રન્થકારોના નામ વડે ઘણી વાર તેમની રચનાઓ ઉદ્દિષ્ટ હોય છે એવા દાખલાઓમા એક પ્રકારનો અર્થવિસ્તાર સધાય છે જેમકે ભરતકૃત 'નાટ્યશાસ્ત્ર માટે 'ભરહ' શબ્દ જૂની ગુજરાતીમા પણ વપરાયો છે, જેમ કે—

ભરહ છન્દિ લુ ગલ ભરહરિ, અબલા ઊભી ઊસર કરઇ
(વીરસિંહકૃત 'ઉષાહરણ' પ ક્તિ ૭૫)

૭૬ શાસ્ત્રના આદિપ્રણેતા, આપણા દેશની પરંપરા અનુસાર, પિંગલાચાર્ય ગણાય છે, તેથી 'પિંગલ' એ '૭૬ શાસ્ત્રનો વાચક બન્યો છે, જેમ કે—

> પિંગળ પાઠ પઢ્યા વિના, કાવ્ય કરે કવિ કોય,
> વળી વ્યાકરણ વિના વદે, વાણી વિમલ ન હોય
> ('દલપત પિંગળ')

'શાલિહોત્ર' શબ્દ 'અશ્વવૈદ્યક' માટે વપરાય છે, અને શાલિહોત્ર એ એને લગતા શાસ્ત્રનો પ્રણેતા હોવાનું મનાય છે પણ ખરુ જોતા એ તો એકાર્થક બે શબ્દોનો અનુવાદમય સમાસ (Translation compound) છે—'મલય ગિરિ' (દ્રાવિડીમા 'મલય' એટલે 'ગિરિ'), 'જલ પાનીય' (આર્ય શબ્દ 'જલ' અને અજાણ્યા મૂલનો 'પાનીય' આ સમાસ પ્રાકૃતમા મળે છે), 'પાઉ રોટી' (પોર્તુગીઝમા 'પાઉ' એટલે 'રોટી'), 'સાબુ-ખેશ', 'વકીલ બેરિસ્ટર', 'ખેલ-તમાશા', 'કાગળ પત્ર', 'ગલી કુચી' કે 'ઝંડા નિશાન' જેવો. शालिहोत्रનો અનુવાદ કરવો હોય તો 'ઘોડો' એટલો જ થઈ શકે એ શબ્દ ઑસ્ટ્રિક *शालि < *शाल, *साद (જે સંસ્કૃત सादिन् 'ઘોડેસવાર'મા મળે છે સરખાવો शालि-वाहन = सात वाहन, અને કોલ सद्-आम्) તથા होत्र < *घोत्र < *घुत्र (સંસ્કૃત घोट અને અર્વાચીન ભારતીય આર્ય ભાષાઓના 'ઘોડા' શબ્દનુ તેમ જ દ્રાવિડ શબ્દો જેવા કે તામિલ Kutirai < *Guturai કન્નડ Kudure < *Guturai, તેલુગુ Gurra mu < *Gutra—ઇત્યાદિનુ જૂનુ રૂપ) ઉપરથી આવેલ છે[19] જૂની ગુજરાતીમા તથા અન્ય ભારતીય ભાષાઓમા આ શબ્દ છે મૂળમા તો 'અશ્વ' અર્થવાચક બે શબ્દો જ એમા છે, પણ પરંપરા શાલિહોત્રને અશ્વવૈદ્યકનો કર્તા માને છે, અને 'શાલિહોત્ર'મા 'અશ્વવૈદ્યક'નો

---

19 'ભારતીય આર્યભાષા અને હિન્દી' પૃ ૧૨૮

અર્થ એ રીતે જ આરોપિત થયેલો છે હસ્ત્યાયુર્વેદના કર્તા પાલકાપ્ય ઉપરથી એનો ગ્રન્થ 'પાલકાપ્યસંહિતા' કહેવાય છે એટલુ જ નહિ પણ 'પાલકાપ્ય' શબ્દ સંસ્કૃતમા 'હસ્ત્યાયુર્વેદ' એવા સામાન્ય અર્થનો વાચક પણ બન્યો છે સિન્ધમા અંગ્રેજી શિક્ષણ દાખલ થયુ ત્યારે ઘણા શિક્ષકો મહારાષ્ટ્રી હતા, એ કારણે બીજગણિત અને ભૂમિતિને 'ગોડબોલે' કહેતા ભૂમિતિના એક મહાન ગ્રીક જ્ઞાતાના નામ ઉપરથી એ શાસ્ત્રને જ 'યુક્લિડ' કહેવામા આવે છે,, એ તો પ્રસિદ્ધ છે શાસ્ત્રકાર કે સાહિત્યકારની રચનાઓનો નિર્દેશ કર્તાના વિશેષનામ દ્વારા કરવાની પદ્ધતિ અર્વાચીન કાળમા એટલો પ્રચાર પામેલી છે (જેમ કે, 'અમે પ્રેમાનંદ વાંચીએ છીએ,' 'સાહિત્ય પરિષદ્ શામળનુ સંપાદન કરાવે છે,' ઇત્યાદિ) કે એના વિશેષ ઉદાહરણ આપવાની જરૂર નથી

વિશેષનામોનો અર્થ બીજી કેટલીક રીતે પણ વિસ્તૃત થાય છે બાણભટ્ટની 'કાદંબરી' જેવી વિશિષ્ટ કથાનુ નામ મરાઠીમા 'નવલ કથા' એવા સામાન્ય અર્થમા પ્રયોજાય છે, ગુજરાતીમા ક્વચિત્ મરાઠીની અસરવાળા લખાણોમા કાદંબરી' શબ્દ એ અર્થમા જોવામા આવે છે, પણ કવિશ્રી નાનાલાલે 'જગતકાદંબરીઓમા સરસ્વતીચંદ્રનું સ્થાન' એ પુસ્તકમા એના પ્રયોગને વધારે શિષ્ટ સ્થાન આપ્યુ છે 'ભદ્રંભદ્ર' એ શ્રી રમણભાઈ નીલકંઠની, જડસુ સનાતનીઓનો ઉપહાસ કરતી કૃતિનુ નામ છે પણ તે ઉપરથી 'ભદ્રંભદ્ર' જડસુ સનાતનીના સામાન્ય અર્થનો વાચક બન્યો છે બહુ જ લાંબી ચાલતી કોઈક ટાળાજનક વાતને 'રામાયણ' કહે છે અને ભારે કજિયાક કાસને 'મહાભારત' અથવા 'કુરુક્ષેત્ર' કે 'પાણીપત' પણ કહે છે સંસ્કૃત વાઙ્મયના પ્રસિદ્ધ ટીકાકાર મલ્લિનાથના નામ ઉપરથી, પાંડિત્યાડંબરી નુકતેચીનીને કેટલાક 'મલ્લિનાથી' કહે છે 'ગૌડબંગાલ' એટલે બંગાલ, પણ મરાઠીમા કંઈ ગોટાળાપડતી વાત માટે તે શબ્દ વપરાય છે રણછોડભાઈ

ઉદયરામકૃત 'લલિતાદુઃખદર્શક' નાટકનો નાયક નંદન ગુજરાતીમાં 'નંદન જેવો છે' એ રૂઢિપ્રયોગમાં 'મૂર્ખ'નો અર્થ વ્યક્ત કરે છે. 'નંદન'નો વ્યુત્પત્ત્યર્થ છે 'આનંદ કરાવનાર,' અને માટે એનો અર્થ 'પુત્ર' પણ થયો. એ શબ્દની કારકિર્દીનું આ વૈચિત્ર્ય કુતૂહલજનક છે. શબ્દોના અર્થ આવાં અનેક વૈચિત્ર્યથી ભરેલા છે. પ્લેટોનું અરબીમાં 'અફલાતન' થયું, પણ ગુજરાતીમાં ઉપભાષા (Slang)ના પ્રયોગમાં એનો 'અતિ સુન્દર, નાજુક, અનેરું' એવો કંઈક અર્થ થાય છે. 'અકસીર' એ ફારસીમાં એક એવા નુસ્ખાનું નામ છે, જેથી મામૂલી ધાતુઓ સોનામાં ફેરવાઈ જાય. એ ઉપરથી આપણે ત્યાં 'અકસીર ઇલાજ' આવ્યો છે

અર્થસંકોચની જેમ અર્થવિસ્તારની પ્રક્રિયામાં પણ શબ્દ વ્યુત્પત્તિમૂલક અર્થથી દૂર ચાલ્યો જાય છે. ગુજરાતીનો 'પોળ' શબ્દ સંસ્કૃત પ્રતોલિ ઉપરથી પ્રાકૃત પઓલિ > જૂની ગુજરાતી 'પોલિ' > 'પોલ્ય' દ્વારા વ્યુત્પન્ન થયો છે. 'પોળ' એટલે દરવાજો રાજસ્થાનમાં 'પોળ' શબ્દ દરવાજાના અર્થમાં વપરાય છે. ગુજરાતમાં ત્રણ દરવાજાને 'ત્રિપોળિયું' કહે છે. મહોલ્લાઓની બહાર પોળ અર્થાત્ દરવાજો હોય એ ઉપરથી એને પણ પોળ કહેવા લાગ્યા. એ દરવાજાની અંદરનો માર્ગ જેની બન્ને બાજુએ વસવાટનાં મકાનો આવેલા હોય તે 'શેરી' કે 'શેરી'. સમય જતાં 'પોળ' અને 'શેરી' એ બન્ને શબ્દો પર્યાય તરીકે વપરાવા લાગ્યા. 'શેરડો' (જેમ કે 'પાણી શેરડો'—પાણી ભરવા જવાનો માર્ગ) એ 'શેર'નું સ્વાર્થિક રૂપ છે અને 'શેઢો' (ખેતરોની વચ્ચેનો માર્ગ) એનું સ્વરૂપાન્તર છે. જૈન સૂત્રોની સંસ્કૃત ટીકાઓમાં પ્રાકૃત સેઢિ શબ્દનું સંસ્કૃત રૂપ શ્રેણિ અપાય છે, તે આ અર્થની દૃષ્ટિએ છે. પણ મૂળ આપણે 'પોળ' શબ્દની ચર્ચા કરતા હતા. સં. પ્રતોલિ માંથી ત નો લોપ થતાં, તથા મૂળ શબ્દનું સ્ત્રીલિંગમાંથી પુંલિંગમાં પરિવર્તન થતાં ગુજરાતી શબ્દ 'ટોલો' (બારણાની બન્ને બાજુ ઉપરનું લાકડું)

થયો; બંગાળીમા 'મહોસ્સા'ના અર્થનો 'તોલા' શબ્દ છે એની પણ વ્યુત્પત્તિ આ છે. કોઈ વસ્તુને મુલતવી રાખવા માટે ગુજરાતીમા 'ટાલ્ને મૂકવુ' એવો રૂઢિપ્રયોગ છે. એક જ મૂળ શબ્દનાં આ બે ભિન્ન રૂપો મળતા ગણી શકાય એવા અર્થમાં બે ભગિનીભાષાઓમા પ્રચલિત છે આથી ઊલટું, એક જ શબ્દ મૂળમા અને વ્યુત્પન્ન ભાષામા બે ભિન્ન અર્થોમા હોય છે જેમ કે સંસ્કૃતમાં नील એટલે 'બ્લૂ', ગુજરાતીમા 'લીલુ' એટલે હરિયાળા રંગનુ. સંસ્કૃતમા कटु એટલે 'તીખું' અને तिक्त એટલે 'કડવુ', પણ ગુજરાતીમા 'કડવુ' અને 'તીખુ' એ બન્નેના અર્થો મૂળની તુલનાએ ઊલટ-પાલટ થઈ ગયા છે.

'પોળ'ની જેમ 'ચાલ' શબ્દ પણ અર્થવિસ્તારનો એક સારો નમૂનો છે ચાલવાની જગા—લાબી એકસરખી પહોળાઈની ચાલવાની જગા, ને તે ઉપરથી જેમા એવી જગા હોય એવુ મકાન, માળો, એવો અર્થ ઉદ્ભૂત થયો એમાથી અગ્રેજી શબ્દ 'ચૉલ' થયો, અને તે પાછો અગ્રેજી ભણેલાઓએ એ નવે સ્વરૂપે ગુજરાતીમા વાપર્યો, તે એટલે સુધી કે એક જાણીતા વિવેચકે એક શિષ્ટ સામયિકમા એનો પ્રયોગ કર્યો હતો એ શબ્દે ગુજરાતીમા 'ચાલી' રૂપ મેળવી પાચ્છી બોલીમા ચેલ્ટી' 'ચેહ્વી એવુ સ્વરૂપ પ્રાપ્ત કર્યુ છે એ નોંધવા જેવુ છે.

'એક' ઉપરથી નીકળેલો 'એક્કો' શબ્દ પણ ધ્યાન ખેચે એવો અર્થવિસ્તાર રજૂ કરે છે પોતાના વિષયમા નિષ્ણાત માણસ 'એક્કો' કહેવાય છે ગજીફાનો 'એક્કો' જાણીતો છે એક બળદ જોડેલી નાની સાકડી ગાડીને 'એકો' કે 'એક્કો' કહે છે એક જ માણસ સૂઈ શકે એવી પથારીને 'એકલિયુ' કહે છે તેમ 'એક્કો' પણ કહે છે એમા 'ક'ની દ્વિરુક્તિ ભાર મૂકવા માટે થયેલી છે

વ્યુત્પત્તિના અર્થથી વ્યવહારનો અર્થ કેવી રીતે દૂર ચાલ્યો જાય છે એના બીજા કેટલાક સારા ઉદાહરણો છે સસ્કૃતમા गोष्ठ એટલે

'ગાયો રાખવાનો વાડો' પણ ઘોડાના તબેલા માટે अश्वगोष्ठ વપરાયો ત્યાં ગોષ્ઠનો અર્થ વિસ્તૃત થયો 'ગામડું ગોકડું' એ ગુજરાતી પ્રયોગમાંના 'ગોકડું'માં गोष्ठનો તદ્‌ભવ નજરે પડે છે વડોદરા પાસે 'ગોઠડું' નામે એક ગામ પણ છે. પશુઓની ગોષ્ઠની આસપાસ માણસો વસવાટ કરીને રહે અને એમાંથી ગામડું વસી જાય, એ પરિસ્થિતિનો ખ્યાલ પણ એમાંથી આવી જાય છે[20] 'ચોપાનિયું' શબ્દ ચાર પાનાનું ન હોય એવા છાપા માટે પણ રૂઢ બનેલો છે અમદાવાદમાં એક છાપું બુધવારે પ્રકટ થતું હતું, તેથી 'બુધવારિયું'—'બધવારિયું' શબ્દ અમદાવાદ આસપાસના પ્રદેશમાં હજી પણ ગમે તે છાપા માટે વપરાય છે જગન્નાથજીના 'વરઘોડા'માં વર કે ઘોડો એમાંથી એકે હોતું નથી 'શાહી' શબ્દ ફારસી 'સિયાહી' (કાળો રંગ) ઉપરથી આવ્યો છે કાળી શાહીને જ એ નામ આપી શકાય, છતાં લાલ, ભૂરી કે જાંબુડી રંગની શાહીને માટે પણ એ નામ પ્રયોજાય છે બંગાળમાં 'શાહી'ને માટે 'કાલી' શબ્દ છે, બંગાળીઓ 'લાલ શાહી'ને 'લાલ કાલી' કહે છે! એ જ રીતે જૂની ગુજરાતીમાં શાહીને માટે 'મષી' શબ્દ છે, કેમ કે શાહી મેશમાંથી બનતી સંસ્કૃતમાં શાહીને मषीजल કહે છે પણ કાળી મષી, લાલ મષી, સોનેરી મષી, રૂપેરી મષી એમ બધી રીતે 'મષી'નો પ્રયોગ જૂના સમયમાં છે ('ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકળા,' પૃ ૪૬). અર્વાચીન ગુજરાતીમાં 'મષી' શબ્દ વપરાતો નથી, પણ મરાઠીમાં તે ચાલુ છે

---

૨૦ હેમચન્દ્ર પ્રાકૃત વ્યાકરણમાંનાં અપભ્રંશ અવતરણમાં એક સ્થળે (૮ ૪ ૪૧૬) गुट्ठ શબ્દ 'ગામ'ના અર્થમાં છે—

महु कन्तहो गुट्ठ ट्ठिअहो कउ झुम्पडा वलन्ति ।
अह रिउ रुहिरे उल्हवइ अह अप्पणें न भन्ति ॥

(અર્થાત્ મારા કાન્ત ગોષ્ઠ—ગામમાં હોય અને ઝૂંપડાં ક્યાંથી બળે? કાં તો રિપુના રુધિરથી હોલવે અથવા પોતાના રુધિરથી, એમાં શક નથી.)

અટકો એ ઘણી વાર વ્યુત્પત્તિમૂલક અર્થથી દૂર ગયેલો અર્થ-વિસ્તાર રજૂ કરે છે. અટકો મોટે ભાગે ઐતિહાસિક પરિસ્થિતિના અવશેષરૂપ હોય છે અને મૂળ પરિસ્થિતિના અભાવે પણ માત્ર રૂઢિથી પ્રચારમાં ચાલુ રહે છે. અમદાવાદ અને પાટણના નાગરોમાં પ્રચલિત 'પારઘી' અટક જેનો અર્થ 'પારઘીઓ' પોતે પણ ભાગ્યે જ સમજે છે (તથા બીજાઓ તો જેનો ઉચ્ચાર ભૂલથી 'પારધિ' કરે છે) તે સં. (राज) परिग्रहिन् > પ્રા. परिग्गही ઉપરથી આવેલ છે, અને જૂના ગુજરાતી સાહિત્યમાં 'પારઘી' તેમ જ એના રૂપાન્તર 'પરઘુ' શબ્દના ઘણા પ્રયોગો છે.[21] ગોજરેશ્વામીમાં 'પુરગે' શબ્દ હજી વપરાય છે. ખેડાવાળ બ્રાહ્મણોની એક અટક 'શેલત'નો અર્થ 'મહેસૂલ ઉઘરાવનાર અધિકારી' છે, પણ જૂના ગુજરાતી સાહિત્યમાંના પ્રયોગો ઉપરથી તે એક મહત્વનો મુલકી તેમજ લશ્કરી અધિકારી જણાય છે. ખેડાવાળ બ્રાહ્મણોની બીજી બે અટકો 'ધ્રુગટ' અને 'ડણાક' જે સર્વસામાન્ય શબ્દ તરીકે તો ભાષામાંથી લુપ્ત થઈ ગયેલ છે એ વિષે મેં એક પ્રસંગે ચર્ચા કરી હતી.[22] ખત્રીઓમાં પ્રચલિત 'ગોઠી' અટક સંસ્કૃત गोष्ठिक > પ્રાકૃત गोट्ठिअ સાથે સંબંધ ધરાવે છે, અને જૈન મન્દિરોના પૂજારીઓને ગુજરાતમાં 'ગોઠી' કહે છે એનું મૂળ પણ એ શબ્દમાં રહેલું છે. અમદાવાદમા ખાડિયામા એક પોળ 'ગોટીની શેરી' કહેવાય છે એનુ ખરુ નામ 'ગોઠીની શેરી' છે એમ એ શેરીના રહેવાસી સદ્‌ગત દી. બા. કેશવલાલ ધ્રુવે મને એક વાર અંગત વાતચીતમાં કહેલું. ચૌલુક્ય યુગના અને ત્યાર પછીના કેટલાક લેખોમાં गोष्ठिक અટક

---

21. 'બુદ્ધિપ્રકાશ,' એપ્રિલ-જૂન ૧૯૪૯ મા परघु-पारघी એ મારો લેખ

22. 'બુદ્ધિપ્રકાશ,' જાન્યુઆરી ૧૯૫૨ મા 'ખેડાવાળ બ્રાહ્મણોની ત્રણ અટકો : વાગ્વ્યાપારની દૃષ્ટિએ' એ મારો લેખ

મળે છે મિત્રવાચક 'ગોઠિયો' શબ્દ એમાંથી આવ્યો છે[23] સંસ્કૃત गोष्ठि એટલે 'સભા' અથવા 'મંડળી' 'ગોષ્ઠિ'માં બેસે તે 'ગોષ્ઠિક' ગામડામાં અથવા નગરોમાં અમુક સ્થાનોએ એકત્ર થતા પુરુષોનું મંડળ 'ગોષ્ઠિ' કહેવાયું અને એમાં બેસનારા 'ગોષ્ઠિક' તરીકે ઓળખાયા ઉત્સવ પ્રસંગે યુવાનો જે પૈસા ઉઘરાવે એને હજી કેટલેક ઠેકાણે 'ગોઠ' કહેવામાં આવે છે 'વાતચીત'ના અર્થનો મરાઠી 'ગોઠ' અને ગુજરાતી 'ગોઠડી' શબ્દ એ સાથે સંબંધ ધરાવે છે આ બધા શબ્દોના મૂળમાં ગાયો અને બીજાં પશુઓના વાડાનો સૂચક गोष्ठ શબ્દ છે એ ભાગ્યે જ ધ્યાન બહાર રહે તેમ છે 'વસુદેવ હિંડી' જેવા પ્રાચીન ગ્રન્થોમાં 'લલિત ગોષ્ઠિ' અને 'દુર્લલિતગોષ્ઠિ'નાં વર્ણનો છે ગુજરાતમાં જૈન મન્દિરોનો વહીવટ પરાપૂર્વથી જુદા જુદા ગામ કે મહોલ્લાના 'ગોષ્ઠિકો' કરે છે, તેથી એના પૂજારીઓ પણ 'ગોઠી' કહેવાયા હશે એવું અનુમાન થાય છે

અટકોના બીજા ઘણા દાખલા આપી શકાય, પણ આટલા ઉપરથી વાગ્વ્યાપાર, અર્થ અને ઇતિહાસની દૃષ્ટિએ અટકોના અભ્યાસનું મહત્ત્વ સમજાય એવું છે 'ગુજરાતી અટકોનો ઇતિહાસ' એ શ્રી વિનોદિની નીલકંઠનું પુસ્તક ઘણું ઉપયોગી છે, પણ ગુપ્પિસનના Surnames of the United Kingdom ના બે ગ્રન્થોની જેમ ગુજરાતની મળે તેટલી તમામ અટકોનો ઐતિહાસિક પદ્ધતિએ કોશ તૈયાર

---

23 જુઓ હેમચન્દ્રના અપભ્રંશ અવતરણો (૪ ૪ ૪૨૩)માં—

सिरि जर-खण्डी लोअडी गलि मणिअडा न वीस ।

तो वि गोट्ठडा कराविआ मुद्धए उट्ठ-बईस ॥

(અર્થાત્ માથા ઉપર જીર્ણ લોબડી છે અને ગળામાં વીસ મણકા પણ નથી, તો યે મુગ્ધાએ ગોષ્ઠના (યુવાનો)ને ઊઠ-બેસ કરાવી)

અહીં गोट्ठडाનો અર્થ 'ગોઠિયાઓ'—ગોઠમાં બેસનારા—મિત્રો એવો પણ થઈ શકે

કરવામાં આવે તો ભાષા તેમ જ ઇતિહાસ માટે તે અમૂલ્ય મહત્ત્વનો થઈ પડે એટલુ જ નહિ, પણ એમાંથી પ્રાપ્ત થતી સામગ્રી ભલે વિપ્રકીર્ણ સ્વરૂપની છતાં એવા પ્રકારની હોય કે ઇતિહાસનાં અન્ય સાધનોમાંથી ભાગ્યે જ મળે.

કશા કલેશ કે આયાસ વિના શબ્દો પોતાના વ્યુત્પત્તિસિદ્ધ અર્થની અપેક્ષા રાખતા મટે અને વિચારોના નવા પ્રદેશો સર કરે એમાં ભાષાનો વિકાસ છે; એમાં પણ અર્થવિસ્તારનો સંબંધ પ્રજાની નાનીમોટી ઐતિહાસિક પ્રવૃત્તિઓ સાથે રહેલો છે. કેવળ પ્રાથમિક જીવનયાપના કરતાં કોઈ ને કોઈ રીતે આગળ વધેલી પ્રજાના ચિત્ત-વ્યાપારો શબ્દોના અર્થોના વિસ્તારમાં આવિષ્કાર પામે છે.

---

## વ્યાખ્યાન ચોથું

# અર્થસંક્રાન્તિનાં કારણ અને પરિણામ

બીજા અને ત્રીજા વ્યાખ્યાનમાં અર્થસંક્રાન્તિના બે મુખ્ય પ્રકારો—અર્થસંકોચ અને અર્થવિસ્તાર—વિષે આપણે વિચાર કર્યો. અર્થસંક્રાન્તિની પ્રક્રિયાને ચિત્તના અનેક વ્યાપારો સ્પર્શ કરે છે, એટલે એનાં કારણો જુદી જુદી અપેક્ષાએ જુદાં જુદાં ગણાવી શકાય, એટલુંજ નહિ પણ એ પ્રક્રિયાનું નિદાન પણ જુદી જુદી રીતે સંભવે. આ વ્યાખ્યાનમાં આપણે અર્થસંક્રાન્તિમાં નિમિત્તભૂત કેટલાંક પરિબળો અને કારણોની તથા એનાં પરિણામોની ચર્ચા કરીશું, જે વિષે આ પૂર્વેનાં બે વ્યાખ્યાનોમાં ખાસ ચર્ચા થઈ શકી નથી.

આવાં પરિબળોમાં સૌથી ધ્યાન ખેંચે એવાં બે છે—રૂપક (Metaphor) અને સાદૃશ્ય (Analogy) કોઈ પણ પ્રકારની અર્થ-સંક્રાન્તિ પાછળ રૂપક અથવા સાદૃશ્યનું તત્ત્વ એક અથવા બીજે સ્વરૂપે રહેલું હોય છે એ બેની પ્રથમ ચર્ચા કર્યા પછી બીજાં કારણોનો વિચાર કરીશું.

### (૧) રૂપક

ભાષાનો ઇતિહાસ જેટલા પ્રાચીન કાળ સુધી પ્રમાણપુરઃસર જોઈ શકાય છે ત્યારથી માંડી શબ્દોના અર્થવિકાસમાં રૂપક એક અગત્યનું બળ છે. જે શબ્દોને આપણે તદ્દન સ્વાભાવિક રીતે વાત-ચીતમાં પ્રયોજીએ છીએ એમાના કેટલા યે રૂપકના વ્યાપારને પરિણામે ઉદ્ભવેલા હોય છે, પણ વિશેષ વપરાશને કારણે એમાંની કાવ્યમય રંગીનતા ઝાંખી પડતા એ સામાન્ય શબ્દોની જેમ પ્રયોજાય છે, અને વળી ભાષામાં તત્કાલીન જરૂરિયાત પ્રમાણે નવાં રૂપકો

સત્કારરૂપે આપવાની ભેટ માટે દક્ષિણા શબ્દ વપરાયો; જમણી બાજુથી શરૂ કરી તીર્થ કે પૂજ્ય વ્યક્તિની આસપાસ ફેરા ફરાય તેને એટલા માટે પ્રદક્ષિણા કહે છે મૂળ સંસ્કૃતમાં પણ दक्षिण શબ્દ લાક્ષણિક છે એવો ખ્યાલ સામાન્યતઃ રહ્યો જણાતો નથી. જો કે 'નૈષધીયચરિત'ના કર્તા શ્રીહર્ષે—

> विरहिणो विमुखस्य विधूदये
> शमनदिक्पवन: स न दक्षिणः ।
>
> सुमनसो नमयन्नटनो धनु—
> स्तव तु बाहुरसौ यदि दक्षिण. ॥

(સર્ગ ૪, શ્લોક ૬૫)

એ શ્લિષ્ટ શ્લોકમાં 'આ તો યમદેવની દિશાનો-દક્ષિણનો-પવન છે. એ દક્ષિણ-અનુકૂલ નથી' એમ વર્ણવીને આ બન્ને અર્થોનો, પોતાની પાંડિત્યપ્રવણ પણ કાવ્યમય રીતે, ભેદ પાડ્યો છે.

किरात શબ્દ એક જંગલી જાતિ માટે છે, પણ એમાંના દંત્ય तને સ્થાને મૂર્ધન્ય ट આવતાં બનેલો किराट શબ્દ સંસ્કૃતમાં 'છેતરપિંડી કરનાર વણિક' માટે વપરાયો છે[1] કિરાત જેવી જંગલી જાતિઓના ચૌરકર્મ અને વેપારીઓની છેતરપિંડી વચ્ચેના સામ્યને પરિણામે આ અર્થ નિષ્પન્ન થયો છે એમાં શંકા નથી

√पत् 'પડવું' ધાતુ ઉપરથી पत्र ('જે પડે છે તે, પાંદડું') શબ્દ થયો, માત્ર વૃક્ષના પત્રને માટે જ નહિ, પણ લક્ષણાથી એ શબ્દ પુસ્તકોનાં 'પત્ર'ને માટે પ્રયોજાયો, કેમ કે પુસ્તકો અમુક વૃક્ષોનાં પાંદડાં ઉપર લખાતાં હતાં पत्र ઉપરથી થયું पान. પ્રારંભમાં

---

1 અંગ્રેજી 'ભારતીય વિદ્યા' માર્ચ-એપ્રીલ ૧૯૪૭ માં મારો લેખ "એ નોટ ઓન ધી વર્ડ 'કિરાટ'—એ ડિસીટફુલ મરચન્ટ"; તથા 'પંચતંત્ર' (અનુવાદ), પૃ. ૧૧-૧૨, ટિપ્પણ

માનવ, જાતે માગીના કે ધાતુના નહિ, પણ વૃક્ષના પત્રના 'પાન'— પડિયા—બનાવ્યા હશે એમાં નવાઈ નથી વળી લક્ષણા આગળ ચાલી નાટકમાં ભૂમિકા ભજવનાર માટે 'પાન' શબ્દ પ્રયોજાયો જૂની ગુજરાતીમાં નર્તિકા માટે 'પાત્ર' શબ્દ વ્યાપક છે,[2] જેના અપભ્રષ્ટ રૂપ 'પાતર'માં અર્થ હલકો પડી ગયો છે વળી 'પાત્ર' શબ્દ સુયોગ્યતાનો વાચક છે, દાન દેવા યોગ્ય વ્યક્તિને 'પાત્ર' અથવા 'સુપાત્ર' કહેવામાં આવે છે આથી ઊલટું 'કુપાત્ર' અને એનો તદ્ભવ 'કુપાતર' છે વેલા શબ્દ 'સમુદ્રની ભરતી' માટે છે, પણ ભરતી અમુક સમયે જ ચડે ઊતરે એથી વેલા—'વેળા' શબ્દ 'સમય' માટે વપરાયો પર્વ એટલે 'ગાઠા' (જેમ કે ગેરડીના ગાંઠા) તહેવારો અથવા ઉત્સવદિવસો વર્ષમાં ચોક્કસ કાળે આવતા હોઈ લાક્ષણિક અર્થમાં 'ગાઠા' કે 'વેઢા'ને સ્થાને હોઈ ગણીને સબળ બનાવે છે,

---

2 ઉદાહરણ તરીકે—

ઝણિ સભા **પાત્ર** નાચઇ, વિદ્વાંસ બઇઠા પુસ્તક વાચઇ
—'પૃથ્વીચંદ્રચરિત' ('પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ', પૃ ૧૧૮)

મિલ્યા લોક જિમ જોવા યાત્ર, પંચ શબ્દ નતુ વાજિ **પાત્ર.**
(પાઠાન્તર) (નીત નીત ઉછવ નાચિ **પાત્ર.**)
—અસાઇતકૃત 'હંસાઉલિ' ખંડ ૧, કડી ૮૮

નાચઇ **પાત્ર** તિ ભાવન બાર, અચિન્ત ગુણ ગાઇ ઉદાર,
જઈ દર્શન તસુ સેવઇ બાર, તેહની હોઇ ન લાભઇ પારુ
—'ત્રિભુવનદીપક પ્રબન્ધ,' કડી ૧૭૫

ગઢ ઉપરિ નિતુ હુઇ પેખણા, સુણીઇ વેણિ મૃદંગ
નિતુ ઉચ્છવ નિતુ **પાત્ર** જ નાચઇ, નિતુ નવનવા રંગ
—'કાન્હડદેપ્રબન્ધ' ખંડ ૨, કડી ૧૧૬

નાચઇ **પાત્ર,** ભ્યારસ કહિ, દાન માન તે વંછિત લહઇ
—'વિમલપ્રબન્ધ,' ખંડ ૫, કડી ૮૨

ચુહટઇ મંડાઇ જોણા જાત્ર, ચુહટિ નાચિ નવલા **પાત્ર.**
—એ જ, ખંડ ૮, કડી ૧૦૪

એથી તે 'પર્વ' તરીકે ઓળખાયા. ગુજરાતીમાં આપણે 'સપરમો દિવસ' બોલીએ છીએ. સંસ્કૃતમાં સીડીનાં પગથિયાંને पर्व કહે છે તથા મોટા ગ્રન્થોના વિભાગો (જેમ કે 'મહાભારત' અને 'ત્રિષષ્ટિ-શલાકાપુરુષચરિત્ર'નાં પર્વ. સર૦ 'પરિશિષ્ટ પર્વ') પર્વ કહેવાય છે. 'દ્યૂત'ને દુરોદર કહે છે, કેમ કે એના ઉદરમાં દુઃખ રહેલું છે. પેશવાના કાળમાં મરાઠા શાસકોની ગુપ્ત ભાષા—'પારશી'—જેમાં અગત્યના રાજકીય પત્રવ્યવહારો ચાલતા એમાં 'શાહુકાર'ને માટે 'દામોદર' (જેની પાસે દામ રહે છે તે) શબ્દ વપરાતો; 'નિમિષ' એટલે આંખની ઉઘાડમીંચ, માટે 'નિમિષ' એટલે 'ઘણો જ ઓછો સમય', રૂપિયા ભરવાની સાંકડી કોથળીને, એના નોળિયા જેવા દેખાવ ઉપરથી સંસ્કૃતમાં नकुलिका અને પ્રાકૃતમાં नउलिआ કહે છે. विदग्ध એટલે 'સારી રીતે તપાવવામાં આવેલો.' મૂળ એ માટીકામની પરિભાષાનો શબ્દ હશે. લક્ષણાથી विदग्ध એટલે 'પાકો, અનુભવી, વિદ્વાન, સમજુ' दुर्विदग्ध એટલે 'અણસમજુ, દાધારંગો.' આમાંના ઘણા શબ્દોમા લક્ષણા ઘસાઈ ગઈ છે અને જાણે કે પ્રસ્તુત શબ્દોના તે તે પ્રાથમિક અર્થો જ હોય એમ એમનો પ્રયોગ થાય છે. એમ બનવું સાવ સ્વાભાવિક છે. આ બધા ફેરફારો ભાષામાં નૈસર્ગિક ક્રમે, અપૃથક્કૃત રીતે, થાય છે લાક્ષણિક શબ્દો નવા અર્થોમાં રૂઢ થઈ ગયા પછી, એમાંની ચમત્કૃતિ વૈચિત્ર્ય કે વિશેષતાનું નાવીન્ય કોઈ પડી જાય પછી એ જ શબ્દો ફરી પાછા નૂતન લાક્ષણિક અર્થોમાં પ્રયોજાય એવું પણ બને અર્વાચીન ભાષાઓનુ શાસ્ત્રીય, ઐતિહાસિક દૃષ્ટિએ અધ્યયન પ્રાચીન પ્રશિષ્ટ ભાષાઓ કરતાં કેટલીક વાર કઠિન અને સંકુલ બને છે એનાં કારણોમાનું આ પણ એક છે. જો કે મુખ્યત્વે અનુકરણથી ભાષા શીખનાર બાળક માટે તો શબ્દોનો સૌથી છેલ્લો અર્થ—જે એના મૂળ અર્થથી દૂરતમ છે એ જ સૌથી પહેલો અર્થ છે.

રૂપકના વિનિયોગથી નવીન અર્થો વ્યક્ત કરવાની બીજી રીતિઓ પણ ભાષામાં છે. ઉદાહરણ તરીકે—જે સારું હોય તે 'સીધું', 'ઋજુ' કહેવાય; પ્રતિષ્ઠિત અને આબરૂવાળું 'વજનદાર' ગણાય; એથી ઊલટું, 'હલકું' કે 'હળવું' અપ્રતિષ્ઠાની નિશાની લેખાય; 'વાંકું' હોવું એ અનાડીપણા કે તોફાનનું સૂચક મનાય; જો કે એમાં સહેજ રૂપપરિવર્તનથી 'બાંકું' કે 'બંકું' થાય તો એ પરાક્રમી અને સુન્દર ગણાય; સૂક્ષ્મ બુદ્ધિ સાથે તીક્ષ્ણતા-અણિયાળાપણાનો ભાવ સંકળાયેલો હોવાથી સંસ્કૃતમાં 'કુશાગ્રબુદ્ધિ' જેવો પ્રયોગ મળે છે, જેનાથી ઊલટો ભાવ વ્યક્ત કરતો 'મોભાગ્રબુદ્ધિ' જેવો વક્રોક્તિ-મૂલક પ્રયોગ કોઈએ ગુજરાતીમાં કર્યો છે। 'તીક્ષ્ણ બુદ્ધિ'થી ઊલટો શબ્દ 'જાડી બુદ્ધિ' છે; પરાક્રમ, પુરુષાર્થ કે અક્કલ વિનાનો માણસ 'પાણી વિનાનો' કે 'ગીધ વિનાનો' કહેવાય છે 'સલૂણી' એટલે વાચ્યાર્થથી 'મીઠાવાળી', પણ લક્ષ્યાર્થથી 'સૌન્દર્ય કે લાવણ્ય-વાળી' 'લવણ'માંથી બનેલો 'લાવણ્ય' શબ્દ પોતે જ લક્ષણાનો એક ઉત્તમ નમૂનો છે 'સલૂણી' કે 'સલૂણાં'માં લક્ષ્યાર્થ છે તો 'અલૂણાં' (મીઠા વિનાની રસોઈ જમવાનું વ્રત)માં વાચ્યાર્થ છે નડિયાદ પાસેના એક ગામનું નામ પણ 'સલૂણ' (સુન્દર) છે[3]

---

3 આચાર્ય હેમચન્દ્રે ઉદ્ધૃત કરેલા નીચેના બે દુહાઓમાં લોણ (સં. લાવણ્ય, ગુજ. 'લૂણ') શબ્દ એક સાથે વાચ્યાર્થ તેમ જ લક્ષ્યાર્થમાં સુભગ રીતે પ્રયોજાયેલો મળે છે—

लोणु विलिज्जइ पाणिएण अरि खल मेह म गज्जु ।
वालिउ गलइ सु झुम्पडा गोरी तिम्मइ अज्जु ॥

(८ ४ ४१८)

"પાણીથી લવણ (લાવણ્યવતી નાયિકા) ઓગળી જાય છે હે ખલ મેઘ! ગર્જના કરીશ નહિ બળેલું એ ઝૂંપડું ગળે-ચૂએ છે, અને ગોરી અત્યારે ભીંજાય છે"

पेक्खेविणु मुहु जिण-वरहो दीहर-नयण सलोणु ।
नावइ गुरु-मच्छर-भरिउ जलणि पवीसइ लोणु ॥

(८-४ ४४४)

હવે આ કરતા આગળની કોટિના રૂપક જોઈએ. 'ગણત્રી કરવી' એટલે વિચાર કરવો. ગણતરીબાજ એટલે પૂરી ગણતરી—વિચાર કરીને પગલુ ભરનાર વળી 'પ્રગતુ' એટલે માત્ર 'ડગલુ' નહિ, પણ યોજનાપૂર્વકનુ કોઈ કાર્ય 'કીમત કરવી,' 'મૂલ્ય આંકવુ' એ વેપારની પરિભાષાનો શબ્દ છે, પણ લક્ષણાથી બધે વપરાય છે 'તોલન' એટલે સાધક બાધક બાજુઓની મીમાસા 'સસ્તુ' અથવા 'બજારુ' અથવા 'કરમાસુ' એટલે હલકુ 'મોંઘો,' 'વિરલ,' 'વિરલો' જેવા શબ્દો બતાવે છે કે વસ્તુ કે વ્યક્તિનુ મૂલ્ય એની અછત ઉપરથી અકાય છે 'સોઈઝાટકીને કહી દેવુ' એટલે સાફ વાત કરવી

ઘણી ભાષાઓમા લાક્ષણિક પ્રયોગોના ઉદ્ભવનું બીજુ એક કારણ છે કોઈ એક ઇન્દ્રિય વડે સંવેદ્ય ભાવ જાણે અન્ય કોઈ ઇન્દ્રિય અનુભવતી હોય એ રીતે એના કથનથી એક વિશિષ્ટ ચમત્કૃતિ સધાય છે આ પ્રકારના પ્રયોગો એટલા બધા સ્વાભાવિક છે કે એના મૂળમા રૂપક રહેલુ છે એવો ખ્યાલ પણ ભાગ્યે આવે છે ઉદાહરણ તરીકે—ચોખ્ખો આવકાર, સખ્ત ઠપકો, તીખો સ્વભાવ, કડવા વચન, મીઠા બોલ ઠડી નજર, મધુર સ્મૃતિ, તીણો અવાજ, ગભીર શબ્દ, ચીકણો માણસ, ઊંચો સાદ ચમકતી ચાલ ઇત્યાદિ જેનું મુખ છોડનારાઓથી ઢકાઈ ગયેલુ હોય એવા કૂવાને સસ્કૃતમા અધકૂપ કહે છે, નિબિડ અધકારને અધ તમ અને ઊગતા સૂર્યને બાલસૂર્ય કહે છે, એ રૂપકના ઉદાહરણ છે રૂપક અને કવિતાને અવિનાભાવી સબધ છે રૂપકની સાથે ભાષામા એક પ્રકારની કવિતાનો ઉદ્ભવ થયો એમ કહેવામા ભાગ્યે અતિશયોક્તિ છે

---

દીર્ઘ નયનવાળુ સલુણ જિનવરનુ મુખ જોઈને ખૂબ મત્સરથી ભરાયેલુ લૈણ મીઠુ જાણે અગ્નિમા પ્રવેશે છે" (સુન્દરતા નજરાય નહિ માટે રાઈ-મીઠુ અગ્નિમા નાખવાના લૌકિક રિવાજનો અહીં નિર્દેશ છે)

કૂલ એટલે 'કિનારો,' એ ઉપરથી 'અનુકૂલ', 'પ્રતિકૂલ', 'સાનુકૂલ' આદિ રૂપો થયાં છે. ભાષાના અભ્યાસ ઉપર રૂપ-દૃષ્ટિએ જેટલું ધ્યાન અત્યાર સુધીમાં અપાયું છે એનો અંશમાત્ર અર્થદૃષ્ટિએ અધ્યયન ઉપર અપાય તો સમાજના જુદા જુદા વર્ગો, જ્ઞાતિઓ અને ધંધાદારીઓની બોલીમાં રૂપકનો પ્રયોગ શબ્દોની કરકસર સાથે અર્થોનું વૈશિષ્ટ્ય કેવી રીતે સાધે છે એ આપણે જોઈ શકીશું. વેપારની પરિભાષાના સામાન્ય શબ્દો જેવા કે—'તેજી', 'મંદી', 'ફુગાવો', 'પકડ' વગેરેમાં કેવી લક્ષણા છે! મરાઠીમાં જેને 'નંદભાષા' અને ગુજરાતીમાં 'પારસી' કહે છે એ જુદા જુદા ધંધાદારીઓની સાંકેતિક બોલી લાક્ષણિક શબ્દોથી સભર ભરેલી છે.

વસ્તુઓના નામ પશુપક્ષિસૃષ્ટિમાંથી રૂપકના વ્યાપાર દ્વારા ઊછીના લેવાયા હોય એવું વારવાર જોવામાં આવે છે. ઉદાહરણ તરીકે—ઘોડી (લાકડાની), ઘોડો (બંદુકનો), બિલાડી (કૂવામાં પડેલી વસ્તુ કાઢવાનું સાધન), ચકલી (નળની), માછલી (એક ઘરેણું), વીંછિયો (એક ઘરેણું), ભમરી (નદી કે સમુદ્રમાનો આવર્ત), ભમરડો (એક રમકડું), ઊંટડો (ગાડાની ધૂંસરી નીચેનુ ટેકણ), સૂંઢ (બંબાની), ઇંડું (મન્દિરના કળશ ઉપરનુ), પૂખ કે પાખ (મકાનની), ઇત્યાદિ. ખીંટીને સંસ્કૃતમા નાગ અથવા नागदन्त કહે છે

કેટલાક શબ્દોના અંત્યાક્ષરમા થોડાક પરિવર્તનથી—શ્રી. નરસિંહરાવ દિવેટિયા કહે છે તેમ સ્વાર્થિક પ્રત્યય क ના ઉમેરણથી—મૂળથી જુદો એવો રૂપક-નિષ્પન્ન અર્થ પ્રાપ્ત થાય છે ઉદાહરણ તરીકે—કાન, કાનો. હાથ, હાથો; વાસ, વાસો; ગાભ, ગાભો; નાક, નાકું, ભરણ, ભરણું, ઇત્યાદિ.

કેટલીક વાર શ્લિષ્ટ શબ્દો એક સાથે વાચ્યાર્થ અને લક્ષ્યાર્થનાં ઉદાહરણ પૂરાં પાડે છે જેમ કે—'તે રાજા તેજમા સૂર્યનો પરાજય કરે એવો, ગંભીરતામા સમુદ્રને જીતે એવો અને સ્થિરતામાં

મેરુપર્વતથી અડિયાતો હતો.' આમાં 'તેજ,' 'ગંભીરતા' અને 'સ્થિરતા' એ ત્રણ શબ્દો મૂળ તેમ જ લાક્ષણિક અર્થમાં છે.

ભૂતકાલીન કે સમકાલીન ઇતિહાસના વ્યક્તિવિશેષો કે પ્રસંગો ઉપરથી રૂપકો પ્રયોજાય છે. જેમ કે—રામરાજ્ય, રાસલીલા, જહાંગીરી હુકમ, મોગલાઈ (એહુકમી રાજ્ય માટે), સવાઈ હીટલર, કેસરિયાં કરવાં, ઇત્યાદિ.

આવા દાખલાઓ અલ્પ નમૂના રૂપ છે; રૂપકની ઘટના ભાષામાં એટલી મૂલભૂત, એટલી વ્યાપક અને સર્વસ્પર્શી છે કે એની સંપૂર્ણ ચર્ચા એકાદ વ્યાખ્યાનમાં કરવી મુશ્કેલ છે. ભાષામાં કોઈ પણ શબ્દ એવો ભાગ્યે હશે કે જેમાં કશું અર્થપરિવર્તન થયું ન હોય, અને અર્થપરિવર્તનનો સંબંધ ક્યારેક તો રૂપક સાથે જોડાયા વિના રહેતો નથી. ભાષાના જૂનામાં જૂના ઉપલબ્ધ નમૂનાઓ પણ રૂપકથી સભર ભરેલા છે. 'ઋગ્વેદ'નાં સૂક્તો એ કવિભાષાનાં ઉદાહરણો હોઈ એની કવિતામાં રૂપકો હોય એ સ્વાભાવિક છે, પણ એમાંના શબ્દોને કેવળ શબ્દ તરીકે અલગ લઈને તપાસીએ અને વ્યુત્પત્ત્યર્થ સાથે એમની તુલના કરીએ તો પદે પદે રૂપકનો વ્યાપાર જણાયા સિવાય રહેશે નહિ. એ વડે ભાષા વધારે કવિત્વમય, ઊંડાણુવાળી અને સમર્થ બને છે સામાન્ય શબ્દો દ્વારા હેલામાત્રમાં, એક પ્રકારની જાણે કે છલંગ મારીને, વિચારોના દૂર દૂરના પ્રદેશો તે સર કરે છે.

## (૨) સાદૃશ્ય Analogy -

અગાઉ જેને સામ્યાભાસ કે સાદૃશ્યાભાસ (False analogy) કહેતા એને હવે ભાષાના અભ્યાસમાં મહત્ત્વનું સ્થાન મળ્યું છે તથા ભાષાની રૂપવિષયક તેમ જ અર્થવિષયક ઉત્ક્રાન્તિમાં એનું મહત્ત્વ સ્વીકારવામાં આવ્યું છે. પુખ્ત વયનાં માણસો નવી ભાષા

શીખે ત્યારે કરે છે એમ, એક એક શબ્દ લઈને શીખવાને બદલે બાલક પ્રમાણમા ઘણા ઓછા સમયમા ભાષા ઉપર પ્રભુત્વ પ્રાપ્ત કરે છે એમા વ્યાકરણના રૂપાખ્યાનોમા રહેલુ સાદશ્ય એને વણે ભાગે સહાય કરે છે એ જ વ્યાકરણગત સાદશ્ય સાધવા જતાં બાળકો તથા પરભાષાભાષીઓ કથનના વેગમા ખોટા પ્રયોગો કરે છે જો કે સામો માણસ તો આસપાસના સ બ ધ ઉપરથી એનો ખરો અર્થ સમજી શકે છે

વ્યાકરણમાન્ય રૂપાખ્યાનોની અનિયમિતતાને બાળકો પોતાની સ્વાભાવિક સૂઝથી ઘણી વાર સરળ બનાવી દે છે. જેમ કે મારો ત્રણેક વર્ષનો ભત્રીજો એક વાર રાત્રે બહારથી અ દર આવતો હતો. તેણે જાળી ખખડાવી. એટલે મે પૂછ્યુ, 'કોણ છે ?' તેણે જવાબ આપ્યો કે 'હુ છે' 'કોણ છે ?' માના 'છે'ની સહચારિતાને કારણે તેમ જ સામાન્ય બોલચાલમા 'છુ' રૂપ અનિયમિત લાગ્યુ હશે તેથી 'હુ છે' એવો ઉત્તર મળ્યો 'ગયુ'તુ,' "કર્યુ'તુ," "બોલ્યુ'તુ" ના સાદશ્યથી મારી પાચ વર્ષની પુત્રી 'હતુ'ને બદલે "હતુ'તુ" બોલે છે બીજા બાળકોને તથા કેટલીક વાર ઉમરલાયક શિક્ષિત મનુષ્યોને પણ મે' 'હતુ'તુ' બોલતા સાભળ્યા છે

સ સ્કૃતમા इन्द्रामरुतौ, इन्द्राग्नी અથવા द्यावापृथिवी જેવા સમાસોના સાદશ્યથી अग्नामरुतौ સમાસ થયો 'અથર્વવેદ'ના એક સૂક્ત (૧ ૧૧ ૩) મા પ્રસવના અધિષ્ઠાતા તરીકે सूषन् (સરખાવો √सू 'જન્મ આપવો') દેવનો ઉલ્લેખ છે ખરી રીતે सूषन् જેવો કોઈ શબ્દ જ નથી, પણ પુષ્ટિના દેવ पूषन्‌ના ધ્વનિ સાદશ્યથી સૂક્તકારે सूषन् દેવ ઘડી કાઢેલ છે[4] ગુજરાતી અને મરાઠીમા 'પાશ્રાત્ય'ને

---

4 શ્રી હરિવલ્લભ ભાયાણી, 'ભારતીય વિદ્યા' (હિન્દી-ગુજરાતી), ભાગ ૩, સિંઘી સ્મૃતિગ્રન્થમા 'સાદશ્યનુ સ્વરૂપ' એ લેખ ડૉ તારાપોરવાળાએ (Elements of

અહીંયે ખોટો 'પાશ્ચિમાત્ય' શબ્દ વપરાય છે તે 'દક્ષિણ' ઉપરથી 'દાક્ષિણાત્ય' થાય તેમ 'પશ્ચિમ' ઉપરથી 'પાશ્ચિમાત્ય' બને એવી સમજથી થયો છે વિયોગમા સહયોગનો વિચ્છેદ છે, તો પણ સંસ્કૃતમા तया सह वियोग જેવા પ્રયોગ છે, તે तया सह संयोग જેવા પ્રયોગના સાદૃશ્યથી હશે ? અર્થમા કંઈક સામ્ય હોય એવા શબ્દોના રૂપમા કેટલીક વાર સામ્ય જોવામા આવે છે, જેમ કે— अङ्गुष्ठ, ओष्ठ, कोष्ठ, प्रकोष्ठ, उपस्थ , वृषभ, ऋषभ , गर्दभ, रासभ , વળી दाडिम्ब, कदम्ब, शिम्ब, निम्ब , अलाबु-लाबु, निम्बु(क), जम्बु, एकादश, द्वादश, त्रयोदश, ઇત્યાદિ સંસ્કૃત અંકવાચક શબ્દોમા તથા એમના અર્વાચીન ભારતીય તદ્‌ભવોના અન્ત્ય અંગમા જે સામ્ય દેખાય છે તે સાદૃશ્યમૂલક નથી, પણ એમા दश, विंशति (વીસ), त्रिंशति (ત્રીસ) આદિ શબ્દો રહેલા છે એ છે

'સભ્યતા,' 'મહત્ત્વતા,' 'દાસ્યતા' વગેરેમા જરૂર ન હોય તો પણ 'તા' પ્રત્યય લગાડવામા આવે છે એ સાદૃશ્યનુ પરિણામ છે એમાની વ્યાકરણગત અશુદ્ધિ તુરત દેખાઈ આવે એવી હોવાથી એવા શબ્દો શિષ્ટ ભાષામા પ્રચાર પામ્યા નથી 'સ્વાધીન' અને 'પરાધીન'ના સાદૃશ્યથી 'આધીન,' અને 'અપરાધી'ના સાદૃશ્યથી 'નિરપરાધી' ('નિરપરાધ'ને બદલે) થાય છે 'વર્ચસ'નુ 'વર્ચસ્વ' થયુ તે 'સર્વસ્વ' જેવા શબ્દોના સાદૃશ્યથી હશે

ગુજરાતીમા 'તીરવા,' 'રાશવા'('°વા' સ . पात ઉપરથી) છે 'તીર' અથવા 'રાશ' (દોરડુ)નો પાત થઈ શકે, પણ ખેતરનો પાત થઈ શકે નહિ, છતા એના સાદૃશ્યથી 'ખેતરવા' શબ્દ થયો

---

the Science of Language, ૨જી આવૃત્તિ પૃ ૫૭) મે અંગ્રેજ છોકરાઓની એક રમૂજી વાર્તા નોંધી છે એક છોકરાએ ચર્ચામા પોતાની વાત ઉપર ભાર મૂકતા કહ્યુ કે "No, it is not " બીજાએ એટલા જ જોરથી ઉત્તર વાળ્યો કે "It is sot " અહીં ચર્ચાના જોરમા soને બદલે sot કહ્યુ તે notના tના સાદૃશ્યથી

ગતિ' ઉપરથી 'ગતરે' થાય પરન્તુ 'સાંજેનુ વૈકલ્પિક રૂપ 'સાંઝરે' થયુ તે 'ગતરે'ના સાદૃશ્યથી

સંસ્કૃત चिनोतिનુ પ્રાકૃતમા चिणइ અને धुनातिનુ धुणइ થયુ એના સામ્યથી करोतिનુ कुणइ અને जयतिનુ जिणइ થયુ સં अस्तमित ઉપરથી થયેલા 'આથમવુ' ક્રિયાપદના સાદૃશ્યથી 'ઊગમવુ' થયુ જૂની ગુજરાતીમા 'ઊગમતુ આથમતુ ભાણુ' ('હરિલીલા ષોડશ કલા' પૃ ૪૨) એવા પ્રયોગ મળે છે વર્તમાન પત્રોમા જાહેર ખબરોમા ઘણી વાર 'જોઈએ છે'ને બદલે 'જોઈએ છીએ' લખ્યુ હોય છે તે 'જોઈએ' માંના 'ઈએ'ના સાદૃશ્યથી છે

શિષ્ટ હિન્દીના વ્યાકરણસંબદ્ધ લિંગનો પરદેશીઓ તેમ જ બીજા પ્રાન્તના વતનીઓ સામાન્ય બોલચાલમા ત્યાગ કરીને એક પ્રકારનુ સાદૃશ્યમૂલક સરળીકરણ સિદ્ધ કરે છે જેમ કે उसका लाठी उसका बहन नया किताब भात अच्छा बना मगर दाल अच्छा नही बना અથી हम रोटी खाया, हम भात खाया हम एक राजा देखा, हम दो राजा देखा, हम रानी देखा આ બધા તેમ જ આ પ્રકારના અન્ય પ્રયોગોમા વ્યાકરણમાન્ય હિન્દીની સંકુલતાઓ જે અહિન્દી ભાષાભાષી માટે સમજવી મુશ્કેલ છે એમનો ત્યાગ કરી દેવામા આવ્યો છે સમસ્ત ઉત્તર અને પશ્ચિમ ભારતના લોકો બોલે અથવા સમજે છે તે આ સરલીકૃત હિન્દી છે જેને ડૉ સુનીતિકુમાર ચેટરજી જેવા ભાષાવિદોએ 'બઝાર હિન્દી' નામ આપ્યુ છે

સાદૃશ્યમૂલક કેટલાક પ્રયોગો કેવળ અજ્ઞાનને પરિણામે થયા હોય અથવા ભાષાની નિશ્ચિત રૂઢિથી વિરુદ્ધ હોય તો તે પ્રચારમા આવી શકતા નથી મારા એક પરિચિત સજ્જન અંગ્રેજી 'પસ' (Pus)નો ઉચ્ચાર 'પ્રસ' કરતા હતા કેમ કે જોડાક્ષરને લીધે એ શબ્દ એમને વધારે શુદ્ધ લાગતો હતો બીજા એક ભાઈ 'સ્મૃતિ'ને બદલે 'સમૃદ્ધિ' અને 'સિમેટ્રી (Symmetry)'ને બદલે 'સિમિત્રી

(Simile) બોલતા હતા. પણ આવા પ્રયોગો ભાગામાં, દેખીતાં કારણોસર, ઊંડાં મૂળ નાખી શક્તા નથી. ગુજરાતીમાં જેમાં 'ર'નો પ્રક્ષેપ થયેલો છે એવા—'શ્રાપ' (સં. શાપના શ્રામાં 'ર'નો પ્રક્ષેપ થવાથી) જેવા—શબ્દોમાં સંસ્કૃતમાં બહુધા નજરે પડતા જોડાક્ષરનું સાદૃશ્ય સાધવાનો પ્રયાસ હોવા સંભવ છે 'પસંદ'ને બદલે કેટલાક ભૂલથી 'પ્રસન્ન' બોલે છે એમાં સંસ્કૃત 'પ્રસન્ન' અને ફારસી 'પસંદ' એ બે શબ્દો વચ્ચેનું રૂપગત સામ્ય કારણભૂત છે નાગરોની એક પેટાજ્ઞાતિ 'પ્રશ્નોરા'નું નામ આ પ્રકારની વૃત્તિનું એક વિશિષ્ટ ઉદાહરણ છે એ જ્ઞાતિનું પ્રાચીનતર નામ તો અહિચ્છત્ર જ્ઞાતિ છે. કેટલાક જૂના લેખોમાં प्रसन्नपुरविनिर्गत वत्सगोत्रीय એવા ઉલ્લેખ આવે છે, અને પ્રશ્નોરામાં વત્સ ગોત્ર છે તે ઉપરથી એમ અનુમાન થાય છે કે પ્રસન્નપુરનું પ્રાકૃતમાં पसणोर થયું અને પસણોરમાંથી નીકળેલા તે પસણોરા થયા. પણ એ સાદા પ્રાકૃત શબ્દને સંસ્કૃત જેવો બનાવવા માટે એમાંના 'પ'માં 'ર'નો પ્રક્ષેપ કરી 'પ્રસનોરા,' 'પ્રશ્નોરા' કરી દીધુ હોય એમ બને. 'પ્રશ્નોરા'ને 'પ્રશ્ન' સાથે કંઈ સંબંધ છે એવું ભાગ્યે જ માની શકાય વળી નાગરોની બીજી તમામ પેટાજ્ઞાતિઓ—વડનગરા, વીસનગરા, સાઠોદરા, ચિત્રોડા—નાં નામ વિશિષ્ટ નગરો ઉપરથી છે તો 'પ્રશ્નોરા'માં પણ પ્રાયશઃ એમ હોવું ઘટે.

આ તો આપણે ભાષાશાસ્ત્રના સંકુચિત અર્થમાં રૂપગત સાદૃશ્યના વ્યાપાર વિષે કેટલીક ચર્ચા કરી બાકી વ્યાપક રીતે જોઈએ તો, અર્થના પરિવર્તન માટે વસ્તુગત સાદૃશ્ય એક આવશ્યક ભૂમિકા પૂરી પાડે છે, અને એમાથી લક્ષણા અથવા રૂપક નિષ્પન્ન થાય છે. 'આકાશ'વાચક अम्बर શબ્દ કોઈ વિશાળ વસ્ત્ર સાથેના સામ્યને કારણે 'વસ્ત્ર'ના અર્થમાં પ્રચલિત થયો અને એ ઉપરથી,' 'શ્વેતાંબર,' 'દિગંબર' જેવા શબ્દો આવ્યા તથા ગુજરાતીમાં કીમતી સાડી માટે 'અંબર,' 'અમ્બર' શબ્દ થયો તે

 

તથા સંસ્કૃત કૂટ ( શિખર ) ઉપરથી વેદાન્તની પરિભાષામાં કૂટસ્થ શબ્દ થયો, એ પ્રકારના રૂપકના ઉદાહરણોને આ વ્યાપક અર્થમાં સાદૃશ્યમૂલક ગણી શકાય એ અર્થમાં તો સાદૃશ્ય, ભાષાના સમગ્ર અર્થનાવીન્યના અને કવિતાની સર્વ અલંકારસમૃદ્ધિના પાયામાં રહેલું છે

## (3) વક્રોક્તિ

ભાષામાં કેટલીક વાર અમુક ભાવોને કંઈક ચાતુરી, વિનોદ કે નર્મપૂર્વક વ્યક્ત કરવામાં આવે છે, અમુક ભાવો સામાજિક રૂઢિ કે બીજાં કારણસર ખુલ્લી રીતે વ્યક્ત કરવાના હોતા નથી એથી એમનું પટંતરે કથન કરવામાં આવે છે અથવા કોઈ વાર અમંગલ કે ઉગ્ર ભાવો કે પ્રસંગોને સાંભળનાર કે બોલનારને ઓછામાં ઓછો આઘાત લાગે એ રીતે રજૂ કરવામાં આવે છે—આ તથા આને મળતાં બીજાં અનેક માનસિક કારણોમાંથી વક્રોક્તિ, ચાટૂક્તિ અથવા કેટલાક રૂઢિપ્રયોગોનો ઉદ્ભવ થાય છે આ બધા પ્રકારની કથનભંગિઓને અહીં 'વક્રોક્તિ' એવું સામાન્ય શીર્ષક આપ્યું છે એનો અર્થ 'આડકતરી ઉક્તિ' એટલો જ કરવા વિનંતી છે 'વક્રોક્તિ'નો સાહિત્યશાસ્ત્રગત અર્થ અહીં લેવાનો નથી

સંસ્કૃતના वानर શબ્દમાં वा नर— 'આ તે મનુષ્ય હશે ?' એવો પ્રશ્નનો ભાવ છે જેનું માથું અશ્વનું અને શરીર મનુષ્યનું એવી એક દેવકલ્પ યોનિ માટે એ રીતે किंपुरुष અથવા किन्नर શબ્દ છે 'શી આજ્ઞા છે ? શું કરું ?' લગભગ એવા ભાવ સાથે ઉપસ્થિત થનાર સેવક માટે किंकर શબ્દ છે જેમાં બે 'ર'કાર છે એવા भ्रमर માટે द्विरेफ એક પ્રકારની ચાતુરીનું ઉદાહરણ છે मनोरथ એટલે 'મન રૂપી રથ' સંસ્કૃતમાં પણ આ વ્યુત્પત્તિગત અર્થ સામાન્ય રીતે ચાલુ રહ્યો નથી, તો પણ मनोरथानामगतिर्न विद्यते જેવા પ્રયોગોમાં

વ્યવહારનો અર્થ તેમ જ વ્યુત્પત્તિનો અર્થ બન્ને એક સાથે જણાય છે 'નૈષધીયચરિત'કાર શ્રીહર્ષે પણ એક સ્થળે (સર્ગ ૩, શ્લોક ૫૦) મનોરથને રથ તરીકે વર્ણવ્યો છે—

> मनस्तु य नोज्झति जातु यातु
> मनोरथ कण्ठपथ कथ स ।
> का नाम बाला द्विजराजपाणि—
> ग्रहणाभिलाष कथयेदलज्जा ॥

સામાસિક શબ્દોના પૂર્વ અ ગ તરીકે મહા શબ્દ આવે છે ત્યા કેટલીક વાર આખા શબ્દનો અર્થ ફરી જાય છે ઉદાહરણ તરીકે—મહાયાત્રા એટલે 'મોટી યાત્રા' અર્થાત્ મરણ,[5] મહાનિદ્રા એટલે જેમાથી જગવાનુ નથી એવી 'મોટી નિદ્રા' અર્થાત્ મરણ મહાપથ એટલે 'રાજમાર્ગ' તેમ જ 'મરણ મહાબ્રાહ્મણ એટલે 'વિદ્વાન બ્રાહ્મણ' તેમ જ 'અધમ બ્રાહ્મણ' એ કે મહાબ્રાહ્મણમા કટાક્ષ છે જ્યારે મહાયાત્રા ઇત્યાદિમા વસ્તુત યથાર્થ કથન છે દેવાના પ્રિય શબ્દપ્રયોગ સમ્રાટ્ અશોકે પોતાને માટે શાસનલેખોમા કર્યો છે તેનો 'મૂર્ખ' એવો અર્થ પાછળના સ સ્કૃતમા થયો એ વક્રોક્તિનો વ્યાપાર છે

નિષિદ્ધ શબ્દો (Taboo words) બોલાય નહિ એ કારણે એમનુ સ્થાન વક્રોક્તિમૂલક શબ્દો કે પ્રયોગો લે છે પત્નીથી પતિનુ કે

---

5 महायात्रा શબ્દનો 'મહાન યાત્રા' 'મહાન તીર્થોની યાત્રા' એવો અર્થ પણ છે બલકે એ મૂળ અર્થ હોવા સભવ છે 'પ્રબન્ધચિન્તામણિ' (સ ૧૩૬૧)મા સિદ્ધરાજની મહત્ત બનાવતો એક શ્લોક કર્તાએ ટાકચો છે, એમા महायात्रा એ મૂળ અર્થમા છે—

> महालयो महायात्रा महास्थान महासर ।
> यत्कृतं सिद्धराजेन धरिण्या तत्करोतु क ॥
>
> (ફાર્બસ સભાની વાચના, પૃ ૧૦૨)

પતિથી પત્નીનું નામ ન બોલાય, એને પરિણામે આપણા પરંપરાગત સમાજમાં અનેક પ્રકારના ગોળગોળ પ્રયોગોનો આશ્રય લેવો પડે છે. કેટલીક જ્ઞાતિઓમાં સાસુનું નામ પણ સ્ત્રી ન લઈ શકે એવો રિવાજ છે. જૂના વખતમા શિષ્ય પોતાના આધ્યાત્મિક ગુરુનું નામ ન લઈ શકે એવી એક રૂઢિ હતી મૃત્યુ જેવા અમંગલ પ્રસંગનો આઘાત ટાળવા માટે 'વળી જવું', ગુજરી જવું , સ્વર્ગસ્થ, કૈલાસવાસી, દેવલોક, બેહેસ્તનશીન, ગત, વિદેહ થવું, પાછા થવું, ગામતરુ કરવું' વગેરે જાતજાતના પ્રયોગો છે. સંસ્કૃતમા पञ्चत्वं प्राप्तः એ આવી વક્રોક્તિનું એક ઉત્તમ ઉદાહરણ છે. સૂગ ચડે એવી અથવા અશ્લીલ ગણાતી ક્રિયાઓ અને વસ્તુઓના વાચક અર્થો બધી ભાષાઓમાં આવી રીતે પટંતરે વ્યક્ત કરવામાં આવે છે. કેટલીક વાર અમંગલ ભાવો મંગલ શબ્દોમા રજૂ કરાય છે એના થોડાક ઉદાહરણ પહેલા વ્યાખ્યાનમાં (પૃ. ૧૫-૧૬) 'અનુયોગદ્વાર સૂત્ર'માની શબ્દચર્ચાની વાત કરતા આપેલા છે, સંસ્કૃતમા રીંછને भल्ल અથવા भल्लुक કહે છે તે भद्र > પ્રા भल्लने સ્વાર્થિક પ્રત્યય क લાગવાથી થયેલું રૂપ છે એમા રીંછને 'ભદ્ર' કહ્યુ એ એક પ્રકારની વક્રોક્તિ છે भल्लुक ઉપરથી હિન્દીમા 'ભાલુ' અને 'ભાલુક' તથા બ ગાળીમા 'ભાલુ' શબ્દ થયેલો છે. શીતળ નહિ, પણ અનિષ્ટ એવા એક ચેપી દર્દ માટે 'શીતળા' શબ્દ વપરાય છે ગામડામા કેટલાક દર્દોના ઉપચાર તરીકે ડામ દેવડાવવામા આવે છે, એ ડામને 'ટાઢો' કહે છે। 'સાપ'ને 'લાંબા જીવ' કે 'મોટા જીવ' કહે છે અને સાપ કરડ્યો'ને બદલે 'જનાવર નડયુ ' એમ બોલે છે. અમુક દર્દોમા નામ બોલાય નહિ એવો એક લૌકિક વહેમ છે. જેમ કે બાળકોને થતી લુરાધ માટે 'નહારી' અને ઉધરસ માટે 'ગોઝારી' શબ્દો કેટલીક જ્ઞાતિઓમાં વપરાય છે. 'માંકણ' માટે ખટમલ,' 'સ્ત્રી' માટે 'વીસનખી,' 'ગણિકા' માટે 'ગામજણી' અને 'કુંભાર' માટે 'ઓઝો' (સં उपाध्याय > પ્રા उवज्झाअ) એ શબ્દોમા એક પ્રકારનો વિનોદ

છે પાલિમાં ગંદા પાણીના ખાબોચિયા માટે चन्दनिका શબ્દ છે તથા પ્રાકૃતમાં 'મોરી' માટે चदणिआ પ્રયોગ છે,[6] એ પણ આવાં ઉદાહરણ ગણી શકાય. અમદાવાદમાં પ્રેમ દરવાજા પાસેનો એક લત્તો 'ચંદન તલાવડી' કહેવાય છે; ત્યાં કારીગરો માટે મગરૂ ધોવાના કૂવા હતા, અને એનું ગંદું પાણી જે ખાબોચિયામાં ભેગું થતું એને 'ચંદન તલાવડી' કહેતા હશે એવું મારું અનુમાન છે.

'બંગડી કે ચૂડી ફૂટી' એને બદલે 'નંદાઈ' એમ સાધારણ રીતે કહેવાય છે. મગડીમાં એને મળતો પ્રયોગ 'બાંગડી વાઢવણી' એવો છે. બંગાળીમાં 'ચોખા ખૂટી ગયા થઈ ગયા' એમ કહેવાને બદલે 'ચાલ બાડત' (ચોખા વધે છે) એમ બોલાય છે. 'દીવો બુઝાયો'ને બદલે 'દીવો ગજ કે રાણો કર્યો' એમ બોલાય છે. પ્રાકૃતમાં એને માટે दीवो णदवावितो ('દીવો નંદાવ્યો') એવો પ્રયોગ મળે છે.[7] 'નંદવાવું' એટલે 'આનંદ પમાડવું,' એ ઉપરથી એના કરતાં ઊલટી ક્રિયા માટે એ વપરાયો છે.

હિન્દી અને ઉર્દૂમાં માણસ પોતાના ઘરને 'ગરીબખાના' કહે અને સામાના ઘરને 'દૌલતખાના' કહે એ વિવેકની વાણી છે.

---

6 રૂહાઈસ ડેવીડ્ઝની 'પાલિ ડિક્શનેરી'માં चदनिका શબ્દ આ અર્થમાં છે. પં. હરગોવિન્દદાસના 'પ્રાકૃત શબ્દમહાર્ણવ'માં એ નથી. પણ જૈન આગમ-સાહિત્યના અધ્યયન પ્રસંગે કોઈ આગમની ટીકામાં સ્થૂલભદ્રના કથાપ્રસંગમાં चदणिआ શબ્દ વાંચ્યો હોવાનું ચોક્કસ સ્મરણ છે. પણ આ લખતી વખતે એ શબ્દપ્રયોગ હું ખોળી કાઢી શક્યો નથી. સ્થૂલભદ્રની કથામાં કોશા વેશ્યા એક સાધુને નેપાળમાં રત્નકંબલ લેવા મોકલે છે, અને પેલો જ્યારે મહામુસીબતે રત્નકંબલ લઈ આવે છે ત્યારે એને મોરીમાં નાખી દે છે—સાધુને એમ બતાવવા માટે કે રત્નકંબલ કરતાં પણ ચારિત્ર્યનું મૂલ્ય વધારે છે—એને માટે ત્યાં चदणिआए छूढा ('ચંદનિકામાં નાખી') એવો પ્રયોગ છે.

7 तेहि वत्थाभरणेहि अप्पा णेवत्थितो अतिगता, दीवओ पदवाविनो 'આવશ્યકસૂત્ર' ચૂર્ણિ, પૂર્વભાગ, પત્ર ૧૧૧

'નાસ્તા'ને હિન્દી-બંગાળીમાં 'જલપાન' કહે છે. માણસ પોતાને 'બંદો' કહે છે ફારસીમાં 'બંદો'નો અર્થ 'સેવક' છે, પણ હવે તો અભિમાન અથવા બીજાથી સરસાઈ વ્યક્ત કરવા સારુ પણ પોતાની જાત માટે 'બંદો' શબ્દ પ્રયોજાય છે. સેવક હોય તે કાળાન્તરે સ્વામી થઈ જાય એ ઐતિહાસિકક્રમ આ શબ્દપ્રયોગોના ઇતિહાસમાં વ્યક્ત થાય છે એમ ગણવું ?

વહેમમૂલક વક્રોક્તિના સારાં ઉદાહરણો કેટલાક વિશેષનામમાં મળે છે. આવા કેટલાક વિશેષનામનાં ઉદાહરણ 'અનુયોગદ્વાર' સૂત્રના કર્તાએ આપ્યાં છે, જેનો ઉલ્લેખ પહેલા વ્યાખ્યાનમાં (પૃ. ૧૮) કર્યો છે. જે કુટુબમાં બાળકોની જરૂર હોય ત્યા 'જોઈતી,' 'જોઈતો,' એવાં નામ પડે. બાળકો ન જીવતા હોય તો 'જીવો' એવુ શુભેચ્છા-સૂચક અથવા 'બીઓ,' 'કચરો,' પૂંજો,' 'ઉકરડો' એવું હલકા અર્થનુ નામ પાડવામા આવે. પુત્રો જીવતા ન હોય તો પુત્રનું નાક વીંધાવી, માથે ચોટલો રખાવી 'નાથો' નામ પાડવામાં આવે, જેથી કુદરત એને છોકરી ગણીને એને જીવતો રાખે ! જેને ઘણી છોકરીઓ થઈ હોય તે 'સબર,' 'આગ્નાકાલી' ('હે કાલી ! હવે વધુ નહિ !') એવાં નામ બંગાળમા પાડે છે ગુજરાતમા ઘણી પુત્રીઓના એક પિતાએ પોતાની એક નવજાત બાળકીનુ નામ 'સમાપ્તિ' પાડયું હતું એમ સાંભળ્યું છે !

નિષેધાર્થક અવ્યય ગણાતો 'ના' હિન્દી અને બંગાળીમાં કથનને • ભારવાળું બનાવવા માટે પણ પ્રયોજવામા આવે છે (જેમ કે 'જાઓ ના,' 'ખાઓ ના,' ઇત્યાદિ) ગુજરાતીમા એ રીતે આજે આપણે 'ને' અને 'ની' વાપરીએ છીએ, જેમ કે 'ખાઓ ને,' 'જાઓને,' 'ખા ની,' 'જા ની.' ઇત્યાદિ આ નિષેધવાચક 'ન' કે 'નહિ'નાં રૂપાન્તરો છે. જૂની ગુજરાતીમા આવે સ્થળે 'ન' વપરાયેલા મળે છે, જેમ કે—'ભમરલા છાડિ ન પાખલિ ખાખલ થયા અમ્હ સથર'

('વસન્તવિલાસ,' કડી ૪૩), 'ભમર વિગાલઇ કિસ્યા મગઇ પામર વિલસિ ન બેઉ' (એ જ, કડી ૮૧), ઇત્યાદિ

ઉપશિષ્ટ (Slang) શબ્દપ્રયોગોમા તથા રૂઢિપ્રયોગો અને કહેવતોમા વક્રોક્તિ અને ચાટૂક્તિના, લાક્ષણિક ઉક્તિઓના અને ઉપચારવાક્યોના પુષ્કળ ઉદાહરણ મળે તેમ છે. આ વસ્તુ એટલી સર્વસામાન્ય છે કે એના ઉદાહરણ આપવાં બિનજરૂરી છે

## (૪) શબ્દોની ચડતીપડતી

વ્યક્તિઓ અને સમાજોની જેમ શબ્દોની પણ ચડતીપડતી થાય છે કેટલાક શબ્દો અર્થદૃષ્ટિએ બહુ ઉન્નત હોય છે ત્યાથી એમનુ પતન થાય છે, કેટલાક નીચી પદવીએ હોય છે ત્યાથી ઊંચે ચડે છે

સંસ્કૃત पाषण्ड શબ્દ આનુ સચોટ ઉદાહરણ પૂરુ પાડે છે મૂળ એ સારો અર્થમાં વપરાતો હતો અશોકના સમયમા એક બૌદ્ધેતર સંપ્રદાયને पासंड કહેતા. એના અનુયાયીઓને સમ્રાટ તરફથી દાનો મળેલા એ અશોકના શાસનલેખો ઉપરથી જણાય છે જૈન સૂત્રોમા પણ જૈન સિવાયના બીજા સંપ્રદાયો માટે पासंड શબ્દ વાપર્યો છે. પણ કાલક્રમે પોતાનાથી વિરોધી સંપ્રદાયવાળા માટે એ શબ્દ વપરાતો થયો અને સમય જતા સંસ્કૃતમા તેમ જ દેશી ભાષાઓમા પણ पाषण्ड—'પાખંડી' એનો અર્થ 'ધર્મઢોંગ કરનાર,' 'લુચ્ચો' એવો થઇ ગયો

એવી રીતે इतर એટલે 'અન્ય' 'અન્ય' એટલે પ્રાકૃત અથવા પૃથગ્જન, માટે इतरમા પ્રાકૃતતાનો ભાવ આવ્યો

> यद् यदाचरति श्रेष्ठस्ततदेवेतरो जन ।
> स यत् प्रमाण कुरुते लोकस्तदनुवर्तते ॥
>
> ('ભગવદ્‌ગીતા,' અધ્યાય ૩, શ્લોક ૨૧)

એવા પ્રયોગોમાં ઇત્તરની ઉપર્યુક્ત અર્થસંક્રાન્તિનો પ્રારંભ નજરે પડે છે. એ રીતે ગુજરાતીમાં 'લોક' અથવા 'લોકવરણ' એટલે હલકી જાતના લોકો.

'મહારાજ' શબ્દનો મૂળ અર્થ 'મોટો રાજા' છે. પણ ગુજરાતમાં તથા ભારતના બીજા કેટલાક પ્રાન્તમાં રસોઈયાને 'મહારાજ' કહે છે[૮] બંગાળીમાં રસોઈયાને 'ઠાકુર,' ઊડિયામાં 'પૂજારી,' અને બિહારીમાં 'બાબાજી' કહે છે તે આ સાથે સરખાવવા જેવું છે. ગુજરાતમાં પણ કેટલેક સ્થળે વાંયજાને 'પારેખ,' 'રાત'[૯] આદિ શબ્દોથી સંબોધવામા આવે છે. મહત્તર એટલે 'વડીલ પુરુષ,'

---

૮ સને ૧૯૧૯ના બંધારણ નીચેની વડી ધારાસભામા એક વાર મૌલાના શૌકતઅલીએ ઉર્દૂ ભાષાના લોકશાહી પવાણ વિષે અભિમાનપૂર્વક કહ્યુ હતુ કે ઉર્દૂમા બાદશાહને તેમ જ ફકીરને બન્નેને 'શાહ' કહેવામા આવે છે। એ સમયે એક મરાઠી વર્તમાનપત્રે ટોળમા લખ્યુ હતુ કે શ્રી ભૂલાભાઈ દેસાઈ (વડી ધારાસભામા કૉંગ્રેસ પક્ષના નેતા) એમ કહી શકે કે અમારી ગુજરાતી ભાષા પણ એટલી જ લોકશાહી છે, કેમ કે એમા રાજાને તેમજ રસોઈયાને બેયને 'મહારાજ' કહેવામાં આવે છે।

૯. સંસ્કૃતમા देवरात, वसुरात આદિ વિશેષનામોને અંતે માનાર્થે रात છે પણ આ रात મૂળ સંસ્કૃત હોવા વિષે શંકા છે, એ પ્રાકૃતની અસરથી સંસ્કૃતમા પ્રવેશ પામ્યો જણાય છે સં राज°નુ પ્રાકૃતમા रात થઈ (જુઓ નરસિંહરાવ, 'ગુજરાતી ભાષા અને સાહિત્ય,' ભાગ ૧ મા जનો त થવાનુ વિધાન કરતો ૩૯મો ઉત્સર્ગ) પાછો સંસ્કૃતમા સ્વીકારાયો હોય અથવા સં राज°નું પ્રાકૃતમા राअ થઈ तकारબહુલ પ્રાકૃતમા बने છે એમ (જુઓ 'વસુદેવ હિંડી,' અનુવાદ, પ્રસ્તાવના, પૃ ૨૬-૨૮) तનો પ્રક્ષેપ થઈ रात થયુ હોય દેશ્ય પ્રાકૃતમાં 'વાળંદ' માટે रत्तिअ શબ્દ મળે છે એને નિર્વ્યુત્પત્તિક દેશ્ય ગણવા કરતા ઉપરના ક્રમે સંસ્કૃતમાથી વ્યુત્પન્ન કરી, અર્થની દૃષ્ટિએ નીચો ઊતરતા કંઈક વક્રોક્તિપૂર્વક 'વાળંદ' માટે એ પ્રયોજાયો એમ ગણવુ એ વધારે યોગ્ય છે અર્વાચીન ગુજરાતીમા 'બલારાત' (જેમ કે 'મારી બલારાત જાણે') જેવા

महत्तरिका એટલે 'વડીલ સ્ત્રી' પ્રાકૃતમાં આ અર્થો ચાલુ રહ્યા છે. આજે પણ વાયવ્ય સરહદ ઉપરના ચિત્રાલના રાજ્યકર્તાને 'મહેતર' કહે છે પરન્તુ હિન્દીમાં અને ગુજરાતીમાં 'મહેતર'નો અર્થ 'ભંગી' થાય છે. હલકા ગણાતા કામ કરનાર માટે ઊંચો શબ્દ વાપરવાની મનોવૃત્તિ આવા શબ્દોની પ્રવૃત્તિમાં કાર્ય કરતી હશે. 'મહાજન' એટલે 'મોટો માણસ,' પણ ગુજરાતીમાં તથા બીજી

---

પ્રયોગોમાં અર્થ ઘણો નીચે ઊતર્યો છે, પણ 'રાત' મૂળે સારા અર્થમાં વપરાતો હશે એની ઝાંખી તો ત્યાં પણ થાય છે. જૂના ગુજરાતી સાહિત્યમાં 'રાત' માનવાચક અર્થમાં વપરાયો છે. ઉદાહરણ તરીકે—

(૧) માવણિ કીહિ, "સુણિ માહરી વાત, ભનો અમ ઘરિ આવ્યુ **રાતિ !**"
—મધુસૂદન વ્યાસકૃત 'હંસાવતી વિક્રમચરિત્ર વિવાહ' (સં. ૧૬૧૬), પૃ. ૧૦

(૨) કહિ પરહાર સ્વામી સુણો વાત, લીલા નારી નઈ લખમણ **રાત.**
—એ જ

(૩) ખાટ તલાઇ બિંહો જિમ, લખમણ **રાત** પધારા તિમ
—એ જ, પૃ. ૧૧

(૪) બિહૂ જણિનિ મરિ વાત, 'લખિ઼ હૂચ્યા દિન કેતા **રાત ?**'
—એ જ, પૃ. ૩૭

(૫) નિદ્રા પરહરો, જાગો **રાત !** કાતણ ફીટે, થયૂ પરભાત
—એ જ, પૃ. ૫૦

(૬) પાહાઓ**રાત** પધાર્યા તિહા, ગંગાજમના વહિ છિ જિહા
—એ જ, પૃ. ૬૮

(૭) રાજા કહિ, 'તૂ સાંભલિ **રાત !** તાહારી હોત તો કિહાં ન જાત
—એ જ.

(૮) "સ્વામી ! સૂણો અમ્હારી વાત, કન્યત મેલ્હાવિ આ **રાત.**"
—એ જ, પૃ. ૭૦

(૯) "રાજા ! સુણિ અમ્હારી વાત, અસવાર થઈ આવ્યો એક **રાત.**
—એ જ

આમાના પહેલાં પાંચ અવતરણમાં 'રાત' શબ્દ શુદ્ધ માનવાચક અર્થમાં છે, જ્યારે પછીના ચાર અવતરણોમાં એ ઔપચારિક સંબોધન છે.

કેટલીક ભગિનીભાષાઓમાં 'વેપારી' કે 'શાહુકાર' એવા સાધારણ અર્થમાં તે વપરાય છે પણ ખાસ તો 'સોની'ને 'મહાજન' કહે છે ધંધાદારીઓની વિવિધ શ્રેણિઓ (Guilds) માટે 'મહાજન' શબ્દ પ્રચારમાં છે એમાંથી આ અર્થ ઊતરી આવ્યો હશે

'ફોજદાર,' 'જમાદાર' એ ફારસીમાં લશ્કરી પરિભાષાના શબ્દો છે એમાં પણ 'ફોજ'ના ઉપરી સેનાપતિને 'ફોજદાર' કહેતા પણ આજે 'ફોજદાર' શબ્દ એક સામાન્ય પોલિસ અમલદાર માટે વપરાય છે 'કામદાર'નો અર્થ સૌરાષ્ટ્રમાં 'દેશી રાજ્યનો કારભારી' થાય છે, પણ મહારાષ્ટ્રમાં એનો અર્થ 'મજૂર' છે, અને હવે તો છાપાની અસરથી એ અર્થ ગુજરાતીમાં પણ વ્યાપક બન્યો છે

'તાલીમ' એટલે કેળવણી પણ એ ઉપરથી થયેલો 'તાલીમબાજ,' 'તાલમબાજ' શબ્દ ગુજરાતીમાં કસરતી તાલીમ પામેલા માણસ માટે પણ વપરાય છે કસરતી માણસ દાવપેચનો જાણકાર હોય છે તેથી એ જ શબ્દ ધૂર્ત કે ઠગ માણસ માટે પણ વપરાય છે ગુજરાતી તેમ જ મરાઠીમાં 'તાલિમખાના' એટલે 'અખાડો'

भोग શબ્દ સંસ્કૃતમાં એકંદર સારા અર્થમાં છે જો કે 'શરીર' માટે भोगायतन જેવો શબ્દ વપરાયો છે ત્યાં भोगમાં સુખ અને દુઃખ બન્નેનો સમાવેશ થઈ જાય છે પણ ગુજરાતીમાં 'ભોગ મળ્યા,' 'ભોગ લાગ્યા' જેવા પ્રયોગોમાં 'ભોગ'નો નરસો અર્થ જ છે સં भद्र > પ્રા भल्ल ઉપરથી ગુજરાતીમાં 'ભલો—ભોળો' જેવા શબ્દો થયા પણ એમાં ભલાઈ કરતા મૂર્ખાઈનો અર્થ વધારે છે ગુજરાતના ચૌલુક્ય રાજાના રાજા ભીમદેવ બીજાને ભોળો ભીમદેવ કહેતા સંસ્કૃત खट्वारूढ ( ખાટલામાં ચડેલો') અર્થની અધોગતિનું એક ધ્યાન ખેંચે એવું ઉદાહરણ પૂરું પાડે છે પછીના સંસ્કૃતમાં એનો અર્થ 'વ્યભિચારી,' લુચ્ચો' એવો થાય છે, પણ મૂળે વેદાભ્યાસ કર્યા પછી ગુરુની આજ્ઞા લઈ ગૃહસ્થાશ્રમી (ખટ્વારૂઢ)

થનાર માટે એ શબ્દ વપરાતો. પછી વેદાભ્યાસ કર્યા વિના ગૃહસ્થાશ્રમી થનાર માટે, અને એમ કરતાં કાલક્રમે 'દુરાચારી' માટે એ પ્રયોજાતો થયો. 'મિત્ર'ના ફારસી પર્યાય 'યાર'નો ગુજરાતી અને બંગાળીમાં 'જાર' એવો હલકો અર્થ થઈ ગયો છે.

'ભવાઈ' શબ્દની વ્યુત્પત્તિ આપણે હજી બરાબર નિશ્ચિત કરી શક્યા નથી, પણ એને સંસ્કૃત ભાવ સાથે સંબંધ હોય એવો સંભવ છે. ભવાઈમાં પ્રવેશેલી અશ્લીલતાને કારણે એના અર્થમાં ભારે અધઃપતન થયું છે અને 'ભૂંગળ વિનાની ભવાઈ' જેવા પ્રયોગો રૂઢ થયા છે. એ જ રીતે અર્વાચીન ગુજરાતીમાં 'ભવાડો' શબ્દ 'ફજેતો'નો પર્યાય છે, પણ જૂની ગુજરાતીમાં 'ભવાડૂં' એવું ક્રિયાપદિક રૂપ 'ભજવી બતાવીએ—દેખાડીએ' એવા સારા અર્થમાં વપરાયેલું છે. 'કાન્હડદેપ્રબન્ધ'માં ચૌહાણ વંશની રાજપૂતાણીઓ જૌહર કરતી વખતે કહે છે કે—

'ચહૂઆણનૂં ગિરઉ રાજ રૂડૂં અહ્મે ભવાડૂં આજ;'
રાણી બોલ હસિઉ ઊચરિઉ, 'ઇમ જાણેજો જમહર કરિઉ.'
(ખંડ ૨, કડી ૧૪૮)

જૂના ગુજરાતીના 'મસાણી' અને 'મુડધા' એ બે શબ્દો અર્થ-અવનતિનાં સારાં ઉદાહરણ છે. 'મસાણી' અત્યારે પારસીઓની એક અટક છે. કેટલાક એનો સંબંધ 'મસાણ' સાથે જોડે છે, એ વાસ્તવિક નથી. એવો સંબંધ જોડવા માટે કેવળ બાહ્યશ્રુતિસામ્ય સિવાય બીજું કશું કારણ નથી 'મસાણી' શબ્દ સં. મહાસાધનિક ('મુખ્ય સેનાપતિ') ઉપરથી પ્રાકૃત મહાસાહણિઅ દ્વારા વ્યુત્પન્ન થયો છે, અને જૂની ગુજરાતીમાં એનું 'મસાહણી' એ રૂપ મળે છે.[10]

---

10. જૂના ગુજરાતી સાહિત્યનાં અવતરણોના પ્રકારમાં 'મસાણી શબ્દની ચર્ચા માટે જુઓ 'બુદ્ધિપ્રકાશ' ઑગસ્ટ ૧૯૫૧માં 'કાન્હડદેપ્રબન્ધના ત્રણ વિશિષ્ટ શબ્દપ્રયોગો' એ મારા લેખમાં 'મસાણી' વિષે એમાની ચર્ચા પરત્વે શ્રી.

જૂની ગુજરાતીમા 'મસાહણી' એ આખી સેનાનો નહિ પણ તેના એક ભાગનો—માત્ર અશ્વસૈન્યનો ઉપરી ગણાવા લાગ્યો સંસ્કૃતમા સાધનનો અર્થ 'સૈન્ય' પણ છે એમાથી વ્યુત્પન્ન થયેલો 'સાહણ' શબ્દ 'કાન્હડદેપ્રબન્ધ'મા અનેક વાર (૧-૧૯૧, ૨-૨૬, ૨-૨૮, ૨-૩૪, ૨-૧૦૬, ૨-૧૩૦, ઇત્યાદિ) 'સૈન્ય' અર્થમાં વપરાયો છે साधनिक નુ પ્રાકૃત રૂપ साहणिअ થાય; એમાથી વ્યુત્પન્ન થયેલો 'સાહણી' શબ્દ પણ જૂની ગુજરાતીમા (દા. ત 'હ સાઉલિ,' ખ ડ ૩, કડી ૯૧) 'અશ્વપાલ'ના અર્થમા વપરાયેલો છે એનો નિર્દેશ 'મસાહણી' સાથેની તુલના માટે અહીં કરવો જોઈએ જૂની ગુજરાતીના કેટલાક અવતરણોમા (દા ત 'કાન્હડદેપ્રબન્ધ,' ૨જી

---

રુસ્તમ મસાણી તા ૧લી નવેમ્બર ૧૯૫૧ના અંગ્રેજી પત્રમા લખે છે. "મસાણી વિષેની તમારી નોધ રસપ્રદ વાચન પૂરૂ પાડે છે અને ઘણો સમય થયા જે વસ્તુ અમારા કુટુબ માટે એક કોયડા સમાન હતી એના ઉપર નવો પ્રકાશ પાડે છે 'મસાણી' શબ્દનુ મૂળ 'મસાણ' (સ્મશાન)મા હોવાની વાતનો અમારા વડીલો સ્વીકાર કરતા નહોતા અને એવા મૂળનો તમે સ્પષ્ટ પ્રતિવાદ કર્યો છે તે એમની માન્યતાનુ સમર્થન કરે છે

"અમારા એક વડવા કાવસજી એદલજી મસાણી જેઓ એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટમા દાદાભાઈ નવરોજીના સહ ચાયી હતા અને યુનિવર્સિટી નહોતી સ્થપાઈ એ જમાનામા આ ઇન્સ્ટિટ્યૂટમાથી પસાર થનાર સૌથી પહેલા 'નૉર્મલ સ્કૉલર્સ' પૈકી જેઓ એક હતા, તે કહેતા કે 'મસાણી'માનો 'મ'નો અર્થ 'મહા' થાય છે તમે આપેલી વ્યુત્પત્તિમા પણ એમ જ છે જો કે એ વ્યુત્પત્તિનો એમને ખ્યાલ હોય એમ લાગતુ નથી તેઓ એમ કહેતા કે 'સાણી'નો અર્થ 'ચતુર' થાય છે આથી તેઓ 'મસાણી'નો અર્થ 'મહાચતુર' એવો કરતા આ અર્થ એમણે પોતે કરેલો કે બીજા કોઈ પાસેથી સાભળેલો તે હુ કહી શકતો નથી અમારા વડવાઓ નવસારીમા હિન્દુઓના સ્મશાન પાસે રહેતા તેથી એમને 'મસાણી' નામ મળ્યુ હતુ, એમ કોઈ પારસી લેખક સૂચવેલુ, પણ એમ કહેવા માટે કોઇ પ્રામાણિક આધાર નથી"

આવૃત્તિ, પૃ ૧૧૭; 'પૃથ્વીચંદ્રચરિત્ર,' 'પ્રાચીન ગુર્જર કાવ્ય સંગ્રહ'માં મુદ્રિત, પૃ ૯૭, ગણપતિકૃત 'માધવાનલ કામકંદલા પ્રબન્ધ,' રચ્યા સં. ૧૫૭૨, અંગ ૪, કડી ૨૧૭) 'મુસાહણી' એ રાજપુરુષ તરીકેનું કંઈક માનાસ્પદ સ્થાન જણાય છે, પણ અન્ય પ્રયોગોમાં (દા ત 'કાન્હડદેપ્રબન્ધ' ખંડ ૧, કડી ૩૫, ખંડ ૪, કડી ૪૧, કર્મણકૃત 'સીતાહરણ,' રચ્યા સં ૧૫૨૬, કડી ૨૬૫)માં 'મુસાહણી'ની પદવી ઠીક ઠીક નીચે ઊતરેલી જણાય છે, કેમ કે એને વેગથી ઘોડા છોડતો તેમ જ ઘોડા ઉપર પલાણ માંડતો વર્ણવ્યો છે 'મુસાહણી'ની આ બન્ને અર્થ-છાયાઓ એક સાથે પ્રચલિત હતી એ કહેવાની ભાગ્યે જ જરૂર છે આ શબ્દ જતે દિવસે એ ધંધામાં પડેલા અમુક કુટુંબોની અટક તરીકે રૂઢ થયો, અને સામાન્ય પ્રચારમાંથી લુપ્ત થયો

'મડધો' શબ્દના નીચે પ્રમાણે અર્થ ગુજરાત વિદ્યાપીઠના શબ્દકોશમાં આપ્યા છે—"(૧) મોટો મત્ત, જાડો હૃષ્ટપુષ્ટ માણસ,[11] (૨) કાસદોનો ઉપરી"[12]

આપણા સાહિત્યમાં ઘણા જૂના સમયથી 'મઉડઉધા,' 'મઉડાધા,' 'મઉડુધા,' 'મુડુધા' વગેરે વિવિધ સ્વરૂપે આ શબ્દનો

---

11 નીચેના પ્રચલિત લગ્નગીતમાં આ અર્થ સુવ્યક્ત છે—
'એના ઘરમાં વહુ મડધો (મરઘો) મહાલે,
પેલી બિચારીનું કંઈ ના ચાલે"

12 સદ્‌ગત ડાહ્યાભાઈ દેરાસરી સંપાદિત 'કાન્હડદેપ્રબન્ધ'ના ટિપ્પણ (૨જી આવૃત્તિ, પૃ 139) માંનું નીચેનું અવતરણ જુઓ—"મુડુધા મડધા જોરાવર, મલ્લ જેવા જબરા, જવાંમર્દ, નડીઆદમાં જ્યાં પૂર્વે હોળીની લડાઈ વગેરે થતું હતું તે જગા હાલ મડધાબારી મડદાબારી કહેવાય છે મર્દ ઉપરથી ટપાલના બંદોબસ્તને અભાવે ખેપીઆ-કાસદો કાગળો વગેરે લઈ જતા તે કાસદોના ઉપરીને પણ મડધા કહેતા" વડોદરામાં મતાપમડધાની પોળ છે, એમાં 'મડધા'નો અર્થ કાસદોનો ઉપરી હોય એમ જણાય છે

પ્રયોગ થતો આવ્યો છે. પરન્તુ ઉપર્યુક્ત અર્થો એ શબ્દોમાં પાછળથી વિકાસ પામ્યા છે અને પ્રાચીન પ્રયોગોમાં તે જોવામાં આવતા નથી[13]

મૂળે આ શબ્દ 'મુકુટબદ્ધ રાજા'ના અર્થમાં પ્રયોજાતો હતો (જુઓ 'ભરત-બાહુબલિ રાસ,' કડી ૪૨, ૮૧, ૧૧૬-૧૧૭, ૧૨૪, ૧૩૬); સમય જતા તે 'રાજ્યાધિકારી'ના અર્થમા વપરાવા લાગ્યો ('કાન્હડદેપ્રબન્ધ,' ખંડ ૨, કડી ૧૯; ગણપતિકૃત 'માધવકામકંદલા પ્રબન્ધ,' અંગ ૩, કડી ૧૬, અંગ ૬, કડી ૧૫૫); એ પછી વળી એનુ વિશેષ અર્થપતન થયું અને ટપાલ લઈ જનારા કાસદોના ઉપરી અધિકારીના અર્થમા તે વપરાવા લાગ્યો. રાજ્યાધિકારીનો દોર સાધારણ રીતે જનસમાજમા ચાલે તે કારણથી અને તે 'દાદાગીરી કરનાર હૃષ્ટપુષ્ટ માણસ' એ અર્થમાં તે શબ્દ સ્થિર થયો, અને અત્યારે આપણી ભાષામા એ જ અર્થમા પ્રચલિત છે. 'ભરત-બાહુબલિ રાસ' જેવા, ઠેઠ તેરમા શતકમા રચાયેલા પ્રાચીન કાવ્યના પ્રયોગો આપણી પાસે ન હોત તો એના મૂળ અર્થની એકાએક કલ્પના કરવી પણ મુશ્કેલ થાત

સદ્‌ગત ડાહ્યાભાઈ દેરાસરીએ આ શબ્દની વ્યુત્પત્તિ ફારસી 'મર્દ' ઉપરથી કલ્પી છે (જુઓ ટિપ્પણ ૧૨), પણ 'ભરત બાહુબલિ રાસ'ના અવતરણોમા 'મઉડધ' ('મઉડઉધિ'), 'મઉડાધા' ('મઉડઉધા') 'મઉડુધા' એવા સ્વરૂપે આ શબ્દ મળે છે. સં મુકુટબદ્ધ ઉપરથી જ એ શબ્દ આવી શકે, અર્થ તેમ જ વાગ્વ્યાપાર બન્ને દૃષ્ટિએ એ મૂળ યોગ્ય છે કડી ૧૧૬ની 'જઉ **મઉડુધા (મઉડઉધા) મઉડ ઊતારઉ**' ('જો મુકુટબદ્ધ રાજાઓના મુકુટ ઉતારું') એ પંક્તિમાનો 'મઉડ' (સં. मुकुट) શબ્દ પણ એ

---

13 જૂના ગુજરાતી સાહિત્યમાથી પ્રસ્તુત શબ્દના અવતરણો માટે જુઓ 'બુદ્ધિપ્રકાશ,' જુલાઈ-સપ્ટેમ્બર ૧૯૪૬ મા मुड्डधो-मडधो એ મારો લેખ

વ્યુત્પત્તિનું નિઃશંકપણે સમર્થન કરે છે. ખાસ કરીને જૈન પ્રાકૃત સાહિત્યમાં बद्धमउडा रायाणो (=સં. बद्धमुकुटा राजानः) એવા પ્રયોગો વારંવાર આવે છે. बद्धमउडा શબ્દવ્યત્યયથી (કે જેવો વ્યત્યય પ્રાકૃતમાં થાય છે) मउडबद्धा બને, એટલે 'ભરત-બાહુબલિ રાસ'માંના 'મઉડઉધા'ની ખૂબ નજદીક આવી જાય છે. मुकुटबद्ध: > मउडबद्धो > मउडवद्धो > मउडउधउ > मुडधो > मडधो એ રીતે ગુજરાતી 'મડધો' ('મરઘો') શબ્દ વ્યુત્પન્ન થાય.

'ભાઈશ્રી પ,' કે 'શ્રીયુત' જેવા માનાર્થે પ્રયોજાતા શબ્દો હલકો અર્થ પ્રાપ્ત કરે છે એના મૂળમાં કટાક્ષ રહેલો હોય છે જ્ઞાન, કલા અને નૈપુણ્યનો અર્થ વ્યક્ત કરનારા કેટલાક સારા શબ્દો કાલક્રમે એ જ્ઞાન, કલા કે નૈપુણ્યનો અવળો ઉપયોગ સૂચવનારા બન્યા છે એના કારણમાં દુનિયામાં એવો ઉપયોગ થતો જોવામાં આવે છે તે હોવા સંભવ છે. જેમ કે—યુક્તિપ્રયુક્તિ, ચાલાકી, ઉસ્તાદી, હોશિયારી, ખેલાડી (માણસ), ઇત્યાદિ. અંગ્રેજીમાં Cunning શબ્દનો ઇતિહાસ આ સાથે સરખાવી શકાય

અમુક શબ્દો શિષ્ટ કે અમુક અશિષ્ટ ગણાય એનું કોઈ સ્વતઃસિદ્ધ ધોરણ ભાષામાં નથી. ભાષાગત શિષ્ટતા કે અશિષ્ટતા સંબંધમાં રૂઢિ સિવાય બીજું કશું કારણ નથી. કેળવણીના પ્રચાર સાથે અમુક પ્રદેશની બોલીના શબ્દો શિષ્ટ ગણાયા અથવા અમુક શબ્દોમાં અશિષ્ટતાનો ભાવ જણાવાથી તે ત્યાજ્ય લેખાયા નવલરામ લક્ષ્મીરામ પંડ્યા જેવા શિષ્ટ લેખકે પોતાનાં લખાણમાં 'શિક્ષિત સ્ત્રીઓ' માટે 'ભણેલી બાયડીઓ' એવો પ્રયોગ કરેલો છે, પણ આ જમાનામાં એ ભાગ્યે સ્વીકાર્ય ગણાશે. એ જ પ્રમાણે 'ધણી'ને બદલે 'પતિ'-ઞવાારે શિષ્ટ ગણાય છે. જો કે એ બેના અર્થમાં કશો ફરક નથી—બલકે, વ્યુત્પત્તિની દૃષ્ટિએ સં. धनिन् (જે ઉપરથી 'ધણી' શબ્દ આવ્યો છે)નો અર્થ 'ધનવાળો' એવો સામાન્ય છે,

જ્યારે પતિનો અર્થ 'માલિક' છે 'વર' શબ્દમા પણ ગ્રામ્યતાનો ભાવ પ્રવેશ્યો છે, અને એનુ સ્થાન 'પત્ની'એ લીધુ છે. જેમાં રીતસર ગ્રામ્યતાનો ભાવ નથી આવ્યો, તો પણ અમુક પર્યાયોની તુલનાએ જે ઊતરતી કોટિના ગણાય છે એવા ઘણા શબ્દો ટાંકી શકાય, પોતાના મા, બાપ, પત્ની અને બીજાં સગા માટે ગુજરાતીને બદલે એમના અંગ્રેજી પર્યાયો વાપરવાનુ શિક્ષિતો સામાન્ય રીતે પસંદ કરે છે એ આ સન્દર્ભમાં નોંધપાત્ર છે

ઐહિક જગતની જેમ શબ્દોના જગતમા પણ પતનની તુલનાએ ઉન્નતિના ઉદાહરણ ઓછા છે પણ એવા થોડાક શબ્દો જોઈએ

સંસ્કૃતમા સાહસનો સામાન્ય અર્થ 'ગુન્હાહિત કૃત્ય' છે, અને એના મૂળમા सहस् 'બળ' શબ્દ રહેલો છે. આપણી પ્રાચીન પરિભાષામા साहसदण्ड એટલે ફોજદારી ગુન્હા બદલની સજા. ગુજરાતીમાં એ સારા અને નરસા બેય અર્થમાં વપરાય છે આ બન્ને અર્થો જૂની ગુજરાતીના સમય પૂર્વેથી વિકસેલા છે

સાહસિઆ લચ્છી લહઇ, નહિ કાયર પુરિસાણ,
કાને કુંડલ રયણમઇ, કજ્જલ પુણ નયણાણ

એ સુભાષિતમાના 'સાહસિઆ'—સાહસિક—એટલે પરાક્રમી પણ

સાહસ કર્મ કર્યા થકી હોય હર્ષનો નાશ

એમા 'સાહસ' એટલે વગર વિચાર્યું કૃત્ય 'સાહસ કરવા વિષે'ના કાવ્યમા કવિ નર્મદે અનેક વાર સર્વોત્તમ પરાક્રમના અર્થમા 'સાહસ' શબ્દ પ્રયોજ્યો છે છતા ગુજરાતીમા ગમે ત્યારે એ શબ્દને અવિચારી કૃત્યના અર્થમા પ્રયોજી શકાય એવો ભાવ એમા રહેલો છે, પણ બંગાળીમા 'સાહસ' હંમેશા 'હિંમત' એવા સારા અર્થમા વપરાય છે

સંસ્કૃત कर्पट અને પાલિ कप्पटનો અર્થ 'ફાટેલુ વસ્ત્ર, ચીંથરુ' એવો છે પ્રાકૃતમા कप्पडનો અર્થ 'જીર્ણ વસ્ત્ર' છે તેમ

'આખુ વસ્ત્ર' પણ છે સમય જતા कप्पड અને એના તદ્ભવ 'કાપડ'મા 'આખા વસ્ત્ર'નો અર્થ જ રહ્યો છે પ્રાકૃત कप्पडिअ (સં कार्पटिक)નો તથા ગુજરાતી 'કાપડી'નો અર્થ 'ભીખારી' થાય છે એમા મૂળ અર્થ ચાલુ રહેલો છે 'કાન્હડદેપ્રબન્ધ'મા 'જરિયાન' માટે 'કપ્પડકણય' (એટલે કે 'કનકકર્પટ') શબ્દ વાપર્યો છે.[14] કપડવણજ (સં कर्पटवाणिज्य) જેવા ઐતિહાસિક શહેરનુ નામ સૂચવે છે કે कर्पटनो 'આખુ વસ્ત્ર' એ અર્થ ગુજરાતમા ઘણો જૂનો છે

એને મળતો ઇતિહાસ સં चीवर चीरनो છે સંસ્કૃતમા પણ चीर શબ્દ चीवरनो તદ્ભવ હશે એવી મારી કલ્પના છે એ ગમે તેમ હોય, પણ મૂળમા એનો અર્થ 'છિન્ન વસ્ત્ર' એવો છે અને ભિક્ષુકોના વસ્ત્રને પણ चीवर કહેવામા આવે છે પણ જૂની ગુજરાતીમા સ્ત્રીઓના ઉત્તમ વસ્ત્ર માટે 'ચીવર'નો પ્રયોગ છે[15] અને અર્વાચીન ગુજરાતીમા સ્ત્રીઓના રેશમી વસ્ત્ર માટે 'ચીર' વપરાય છે પણ ફાટેલા કપડા માટે વ્યગ્યમા 'ચીરપટોળા' કે 'હીરચીર' શબ્દ પ્રયોજાય છે ત્યા મૂળ અર્થનો ભાસ થાય છે

ફારસીમા 'દરિયા'નો અર્થ 'નદી' છે, જે 'આમુદરિયા,' 'સીરદરિયા' વગેરે નદીઓના નામમા પણ છે ગુજરાતીમા 'દરિયા'નો અર્થ 'સમુદ્ર' છે ઈરાની મુસલમાનોએ સિન્ધુ અને

---

14 નવ કોટિ નામિ ભણુ મારૂઆડિ ધા દેસ
ધણ કણ પરિ સવિશુદ્ધિ તણે કપ્પડકણય સુવેસ
—ખડ ૧, કડી ૬

15 નાભિ ગભીર સરોવર, ઉર વરિ ત્રિવલિ તરગ,
જઘન સમેખલ પીવર, ચીવર પહિરણિ ચગ
—'વસન્તવિલાસ,' કડી ૬૭

ગંગા જેવી મોટી નદીઓને 'દરિયા' કહી હશે એ ઉપરથી લક્ષણાથી એમાં 'સમુદ્ર' અર્થ આવ્યો હશે? આ માત્ર તર્ક જ છે.

અર્વાચીન કાળમા શબ્દોનાં પરિવર્તન જલદી થાય છે અર્થાત્ એમની ચડતીપડતી પણ જલદી થાય છે. જુદા જુદા વાદો અને પક્ષોનું ઘર્ષણ, એને લીધે જનતાના વિચારોમાં થતા ઝડપી ફેરફારો, યુદ્ધો વગેરેને એના કારણમા ગણી શકાય. મૂડી, મૂડીદાર, કામદાર, શોષણ, શોષક, વર્ગ, વર્ગવિગ્રહ, સામ્યવાદ, લાલ વાવટો, પ્રગતિ, પ્રગતિવાદ ઇત્યાદિ શબ્દો વિષે જુદી જુદી વ્યક્તિઓ અને વર્ગના મનુષ્યોના અર્થો આ વાતનું ઉદાહરણ બની રહેશે

## (૫) જૂના શબ્દોનો લોપ અને નવીન શબ્દોનો આગમ

શબ્દોની ચડતીપડતીની સાથે જૂના શબ્દોના લોપ અને નવીન શબ્દોના આગમનો પ્રશ્ન એક રીતે સ કળાયેલો છે, કેમ કે અવગણાયલા શબ્દો ઘણી વાર પ્રચારમાંથી લુપ્ત થાય છે અને એમનું સ્થાન નવા—એટલે કે તે તે ભાષામા અથવા તે તે સન્દર્ભમા નવા—શબ્દો લે છે.

શબ્દો બે રીતે લુપ્ત થાય છે શબ્દ દ્વારા જે વસ્તુની અભિવ્યક્તિ થતી હોય એ વસ્તુ પ્રચારલુપ્ત કે અજાણી થવાની સાથે પેલો શબ્દ પણ પ્રચારલુપ્ત કે અજાણ્યો બને છે અર્થાત્ વસ્તુની સાથે એનો વાચક પણ કેવળ ઐતિહાસિક અગત્યનો બની જાય છે બીજું એ કે ભાવ કે વસ્તુની અભિવ્યક્તિ એની એ રહે છે, પણ જૂના શબ્દનું સ્થાન નવો શબ્દ લઈ લે છે અર્થાત્ વસ્તુ નહિ પણ કેવળ વાચક બદલાય છે.

(અ) પહેલા પ્રકારમા શબ્દો ઐતિહાસિક કારણોસર નાશ પામે છે કે અણછતા બને છે. વૈદિક ક્રિયાકાડ સાથે સબંધ ધરાવતા અનેક શબ્દો સંસ્કૃતમા પણ મુકાબલે પાછળના સમયમા અજાણ્યા બન્યા

છતા મધ્યયુગીન ઐતિહાસિક-સામાજિક પરિસ્થિતિ સાથે સબંધ ધરાવતા શબ્દો પણ એ પરિસ્થિતિના અસ્તની સાથે અસ્ત પામ્યા છે જેમ કે—ફારટી (ક્ષિલ્લા ઉપરથી પથ્થર ફેંકવાનુ યત્ર) કટકિયા (સૈન્યને પુરવઠો પહોચાડનાર વણિક) મજિનુ—શીકૃત (માગ્ણાન્તિક યુદ્ધ) જમહર (જૌહર) પચાગ પસાઉ (પાચે અગે પહેરવાના વસ્ત્રોનો સરપાવ) નફાન (યુદ્ધમા છોડવાનુ એક પ્રકારનુ દારૂખાનુ), કાહલ (રણશિગુ), આદિ શબ્દો એના ઉદાહરણ છે આ યાદી જૂની કૃતિઓની માર્ગીક તપાસને અતે વધારે લાબી કરી શકાય પણ મારુ કથયિત ય આટલાથી પણ સ્પષ્ટ થશે જુદા જુદા પ્રકારના હથિયારો બખ્તરો તબુઓ વસ્ત્રો અલકારો સિક્કાઓ, તોલમાપ વગેરેના નામો આપણને જૂના ગ્રન્થોમા મળે છે પણ એટલા માત્રથી એમનો ચોક્કસ અર્થ સમજાતો નથી કોઈ સગ્રહ સ્થાનમા કે શિલ્પોમા એ વસ્તુ વિગતથી જોવાય તો જ એનો અર્થ બરાબર સમજી શકાય છે ઐતિહાસિક શોધખોળને પરિણામે આવા શબ્દોને કેટલીક વાર મર્યાદિત અર્થમા પુનર્જીવન આપી શકાય છે એ શબ્દોની પાછળ રહેલા જીવનનો અભ્યાસ થાય છે ભાષાશાસ્ત્રના ગ્રન્થોમા કે શબ્દકોશમા એમને સ્થાન મળે છે અને એ વિષયના જાણકાર વિદ્વાનોના મડળોમા એ શબ્દો ફરી પાછા પ્રચલિત થાય છે એક પ્રકારે એ શબ્દોનુ કૃત્રિમ પુનર્જીવન થાય છે પણ મનુજનસમાજના જીવનમા તેઓ પ્રવેશ પામી શકતા નથી કેમ કે એમના નૈસર્ગિક પોષણમા નિમિત્તભૂત સામાજિક પરિસ્થિતિ હવે રહી નથી

બીજા પ્રકારમા ભાવ કે વસ્તુની અભિવ્યક્તિ એની એ રહે છે છતા જૂના શબ્દોનુ સ્થાન નવા શબ્દો લે છે આ પ્રક્રિયા બહુ પ્રાચીન કાળથી ચાલતી આવી છે આર્યો ભારતમા પ્રવેશ્યા તે સમયથી લગભગ આર્ય ભાષાઓએ આર્યેતર ભાષાના સત્વનો સ્વીકાર કર્યો અને શબ્દોની બાબતમા જોઈએ તો જૂના વૈદિક વાચકોનો

અનેક સ્થળે ત્યાગ કરવામાં આવ્યો અને તેમને સ્થાને બોલાતી ભાષાઓમાં નવા વાચકો આવ્યા જો કે પ્રસંગની આવશ્યકતા અનુસાર જૂના શબ્દોનો ઉપયોગ પણ થતો. આ પ્રમાણે સંસ્કૃતમાં, अश्व 'ઘોડો,' अश्मन् 'પથ્થર,' श्वन् 'કૂતરો,' वृष 'આખલો,' अवि 'ઘેટું,' अनड्वन् અથવા उक्षन् -'બળદ,' वाह, रथ 'ગાડી, રથ,' राहस्, राघस् 'સમૃદ્ધિ,' सहस् 'બળ,' दम्, वेश 'ઘર,' द्रु 'વૃક્ષ,' उदन् 'પાણી,' असृक् 'લોહી,' √अद् 'ખાવું,' √गृभ् 'ગ્રહણ કરવું,' √हन् 'મારવું,' √वक्ष् 'ઊગવું,' √यज् 'યજન કરવું,' √विज्, वेज् 'કંપવું,' √पृ-ण— 'પૂરવું,' √पत् ઉડવું,' √सू 'જન્મ આપવો,' વગેરે શબ્દોને સ્થાને અનુક્રમે घोटक, प्रस्तर (જેનો અર્થ મળે 'યજુર્વેદ ૧૮-૬૩ પ્રમાણે, 'પહોળું'—પથરાયેલું ઘાસ' એવો થતો હતો), कुक्कुर અથવા कुर्कुर (રવાનુકારી), षण्ड (गोण), मेष (एडक), बलीवर्द, शकट (*गड्डिका), धन, बल, वाटिका (गृह), वृक्ष (गच्छ, पिण्ड), जल (पानीय), रक्त (रुधिर, लोहित), √खाद् (√जम्), प्र + √आप्, √मारय्, √वृध्, √पूजय-, √कम्प्, √पूरय-, √उड्डीय-, √जनय- એ શબ્દો આવ્યા[16] નવ્ય ભારતીય આર્ય ભાષાઓમા આ નવા શબ્દો વિશેષ પ્રમાણમાં ચાલુ રહ્યા છે, અને નહિ કે વૈદિક અને આદ્ય ભારતીય આર્યમા હતા એવા જૂના શબ્દો કેટલા યે વૈદિક શબ્દોના અર્થો પછીના સમયમા બદલાઈ ગયા હતા એટલું જ નહિ, પણ પાણિનિકાલીન શબ્દોના અર્થોમાં વાર્તિકકાર કાત્યાયનના સમય સુધીમા મોટો પલટો થઈ ગયો હતો. प्रत्यवसान 'ખાવું,' उपसवाद 'સોદો,' अभ्रेष 'ઔચિત્ય' એ શબ્દોના પ્રસ્તુત અર્થો આર્ષ બની ચૂક્યા હતા. कुल ('વસ્ત્ર') જેવો શબ્દો લુપ્ત થઈ ગયો છે, પણ कौलिक ('વણકર'), पट्टकूल

16 'ભારતીય આર્યભાષા અને હિન્દી,' પૃ ૮૦

('ઉત્તમ વસ્ત્ર' ગુજ 'પગરું') જેવા શબ્દોથી એનું અસ્તિત્વ સિદ્ધ થાય છે

પ્રાકૃતોની વાત કરીએ તો, આર્ષ પ્રાકૃતના ગ્રન્થોમા પ્રયોજાયેલા કેટલા યે શબ્દો પછીના સમયમા રચાયેલા સાહિત્યિક પ્રાકૃતના ગ્રન્થોમા મળતા નથી જેમ કે—चम्मट्टि (પ્રતારણા) √चमढ (અવમર્દન કરવું તે) मडुक्की (થેલી સ मडूक ઉપરથી? 'દેડકાના આકારની થેલી'? સર૦ સ नकुलिका 'નોળિયાના આકારની અથવા નોળિયાના ચામડામાથી બનાવેલી થેલી' નોળી) पडिसिरा (કનાત) गणियारी (મહાવત) डियलित्ता (ઘોડો પલાણ્યો) ઇત્યાદિ[17]

અપભ્રંશ અને જૂની ગુજરાતીની વાત કરીએ તો આવા પ્રયોગ લુપ્ત શબ્દોનું એક મોટું જૂથ નજરે પડશે જેમની પૂરી તપસીલ તો ઐતિહાસિક સિદ્ધાન્તાનુસાર શબ્દકોશ રચાય નહિ અથવા ઓછામા ઓછું, શબ્દસૂચિ સમેત મૂળ ગ્રન્થોના સપાદનો ઠીક ઠીક મોટી સખ્યામા બહાર પડે નહિ ત્યા સુધી ભાગ્યે થઈ શકે આ પ્રકારના કેટલાક શબ્દોની ચર્ચા આપણે આ પહેલાના વ્યાખ્યાનોમા કરી છે 'પાડવ'નો અર્થ જૂની ગુજરાતીમા 'અશ્વપાલ' થાય છે,[18] એ સબધમા મે એવો તર્ક કર્યો હતો કે 'મહાભારત'ના વનપર્વમા વિરાટનગરના અજ્ઞાતવાસમા નકુળ અશ્વપાલના વેશે રહેતો, તે ઉપરથી લક્ષણાથી આ અર્થ વિકસ્યો હશે જૂની ગુજરાતીમા 'સગર' શબ્દ 'મારી ઓરનાર' માટે છે[19] તેથી આ

---

17 'વસુદેવ હિંડી' (અનુવાદ) ઉપોદ્ઘાત પૃ ૨

18 'ગુજરાતી સાહિત્ય પરિષદ્ પત્રિકા જાન્યુઆરી ૧૯૪૪ મા 'પાડવ' એ લેખ

19 **સગરિહિં** ખાતીય સુરંગ વિહુરિ દિવારીય ઉર લગઇ
'હ વિગાલઉ અંગ ઇણિ વિપાઇ' ('વહુ'
—શાલિભદ્રસૂરિકૃત 'પચપાંડવરાસુ' (સં ૧૪૧૦) પક્તિ ૪૫૮ ૬૦
'સગર' નામની એક જાતિ હાલ પણ સૌરાષ્ટ્રમા છે એ અહીં નોંધવુ જોઈએ

અર્થનું આનુષંગિક સમર્થન થાય છે સગર રાજાના પુત્રોએ આખી પૃથ્વી ખોદી નાખી હતી, એવી પૌરાણિક કથાનો સબંધ એમા જણાય છે આ બન્ને શબ્દોમા અર્થસંક્રાન્તિ એકસરખી માનસિક પ્રક્રિયામાથી જન્મેલી હોઈ એક શબ્દ બીજાનો અર્થ સમજવામા ઉપયોગી થાય છે

અર્વાચીન ગુજરાતીમા ભાગ્યે જ વપરાય છે એવા બીજા કેટલાક શબ્દો નીચે પ્રમાણે છે—અલવેસર (સુન્દર),[20] પુંતાર (હાથીનો મહાવત),[21] સારસી (મત્ત હાથીની ચીસ),[22] પરીઅચિ (પડદો),[23] ઘોડાની લાસ (ઘોડાનો સમુદાય),[24] જેડિ (વિલંબ),[25] પડખ (રાહ જોવી),[26] ખડોખલી (નાનો કુંડ), અંતેઉરિ (રાણી), ઊલગ (ગુજ 'ઓળગ,' સેવા), ઊસર (સં અવસર, નૃત્યસમારંભ), કૂચ (દાઢી),[27] તલાર (કોટવાલ), ઊજાઈ (હોડે), સઈર (શરીર), વંદરવાલ (સં वन्दनमाला, લીલુ તોરણ), સાઈ (આલિંગન), ઉલોચ

---

20 'ગુજરાતી સાહિત્ય પરિષદ્ પત્રિકા,' ડિસેમ્બર ૧૯૪૩ મા અલવેસર એ લેખ

21 'બુદ્ધિપ્રકાશ,' સપ્ટેમ્બર ૧૯૪૮ મા 'पऊनार पुतार' એ લેખ

22 એ જ, ઑક્ટોબર ડિસેમ્બર ૧૯૪૪ મા 'सारसी' એ લેખ

23 એ જ, જુલાઈ સપ્ટેમ્બર ૧૯૪૫ મા 'परीअचि' એ લેખ

24 એ જ, જુલાઈ ઑગસ્ટ ૧૯૪૮ મા 'घोडानी लास' એ લેખ

25 એ જ, ઑગસ્ટ ૧૯૫૧ મા 'કાન્હડદેપ્રબન્ધના ત્રણ વિશિષ્ટ શબ્દપ્રયોગો' એ લેખમા जेडि વિષે

26 એ જ, ઉપર્યુક્ત લેખમા पडख વિષે

27 જુઓ—'આકર્ણાંત મુખ, નાભિપ્રમાણ કૂચ' ('કાન્હડદેપ્રબન્ધ,' ભટ્ટાદિની, ત્રીજી આવૃત્તિ, પૃ ૧૧૬) 'કૂચ' શબ્દ સંસ્કૃત कूर्च ઉપરથી આવ્યો છે 'દાઢીના વાળ' એવો એનો અર્થ હોવાથી એને સ્થાનભ્રષ્ટ કરીને 'દાઢી' શબ્દ જ એને સ્થાને આવી ગયો' જો કે 'કૂચો,' 'કૂચડો' જેવા શબ્દોમા મૂળનો તદ્ભવ અર્થાન્તરે ચાલુ છે

(ચકરવો), વેઢિ (તકરાર), ભેડિ (તકરાર), રવણુ (રમણીય), ગુડી (ધજા), ગુડવુ (હાથીને પલાણવાની ક્રિયા), અંગણુ (અગતિ),[૨૯] વાલિ (અશ્વશાળા), સાનદ્ધ (જરિયાન), ઓલવો (સંતાવાની જગા), ઇત્યાદિ. જે જૂનું ગુજરાતી સાહિત્ય અત્યાર પહેલાં છપાયું છે એમાંથી પણ આવા ઘણા શબ્દોની સૂચિ થઈ શકે, પરન્તુ ઉદાહરણ રૂપે આ યાદી પૂરતી થશે.

પ્રાકૃત અને અપભ્રંશના વારસા રૂપે જૂની ગુજરાતીમાં પ્રાકૃત શબ્દરૂપોનું ભારણ ઘણું મોટું છે. પણ આપણે અર્વાચીન કાળ તરફ આવતા જઈએ છીએ એમ એ પ્રાકૃત શબ્દરૂપો કાં તો લોપ પામે છે અને એમનું સ્થાન એમના પર્યાયો (મોટે ભાગે સંસ્કૃત) લે છે અથવા પ્રાકૃત શબ્દોને સ્થાને એમના સંસ્કૃત મૂળ રૂપો ફરી પાછાં આવે છે. યુનિવર્સિટી શિક્ષણના આરંભ પછી દેશી ભાષાઓની જે ખિલવણી થઈ એના પ્રેરક બળોમાંનું એક સંસ્કૃત સાહિત્યનો નવી દૃષ્ટિએ થયેલો અભ્યાસ છે, અને અર્વાચીન સાહિત્યમાં સંસ્કૃત શબ્દભંડોળ ઉત્તરોત્તર વધતું આવ્યું છે એનું એ મુખ્ય કારણ છે. શ્રી કેશવલાલ ધ્રુવે પોતાની રચનાઓમાં જૂના ગુજરાતી કેટલાક શબ્દોનો જીર્ણોદ્ધાર કરી નવેસરથી પ્રયોજવાનો પ્રયાસ કર્યો હતો. પણ એ પ્રયોગ તરીકે રમણીય હોવા છતાં વ્યાપક બની શક્યો નથી. તળપદા દેશ્ય શબ્દો સાહિત્યમાં ચાલુ કરવાનો મોટો પ્રયત્ન શ્રી હરગોવિન્દદાસ કાંટાવાળાનો હતો. પણ 'અંધેરી નગરીનો ગર્ધવસેન'માં દેખાય છે એવા એના અતિરેકને કારણે એ પ્રયત્ન શિષ્ટમાન્ય બની શક્યો નથી. તળપદી શબ્દસમૃદ્ધિનો પ્રમાણપુરઃસર સચોટ વિનિયોગ આપણને ગાંધીજીની ભાષામાં મળે છે. અર્વાચીન ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં આપણે છેલ્લાં પચાસેક વર્ષમાં તળપદા તેમ જ જૂના ગણાતા શબ્દોનો ઉપયોગ સૌથી વધારે કર્યો છે એમ કહી

---

૨૯ 'બુદ્ધિપ્રકાશ' ઑક્ટોબર ડિસેમ્બર ૧૯૪૫માં 'अग्गण अग्गणइ' એ લેખ

શકાય. ઇતિહાસના અભ્યાસમાં જાગેલો રસ અને ઐતિહાસિક બુદ્ધિનો વિકાસ તથા લોકસાહિત્ય અને લોકજીવન પ્રત્યે સાહિત્યકારોની સવિશેષ અભિમુખતા એ એનાં મુખ્ય કારણો છે.

જૂના શબ્દોને એમના આગંતુક પર્યાયો કેવી રીતે સ્થાનભ્રષ્ટ કરી દે છે એનાં એકબે ઉદાહરણ જોઈએ

સંસ્કૃતમાં 'જમણો' અર્થનો વાચક दक्षिण શબ્દ છે. એનું પ્રાકૃત રૂપ दक्खिण-दाहिण છે એ વિશે આપણે થોડીક ચર્ચા આ વ્યાખ્યાનના પ્રારંભમાં કરી છે પણ પ્રાકૃતકાળમાં જ એક जिम जेम 'જમવું' ધાતુ ક્યાંકથી આવ્યો. જે ઉપરથી जिमणउ-जमणउ શબ્દ થયો, જે ગુજરાતી 'જમણો'નું મૂળ છે 'જમણો' એટલે 'જમવાનો'. સામાન્ય વ્યવહારમાં એણે 'દક્ષિણ'નું સ્થાન પૂરેપૂરું લઈ લીધું છે સંસ્કૃત वाम પ્રાકૃતમાં તત્સમ રૂપે ચાલુ રહ્યો, પણ કોઈ અજ્ઞાત મૂળનો डव्व શબ્દ આવ્યો, જેમાંથી અર્વાચીન શબ્દ 'ડાબો' વ્યુત્પન્ન થયો डव्वનો 'ડાબા જેવો, અદક્ષિણ' એવો કંઈક અર્થ છે 'નગર' જેવા સંસ્કૃત શબ્દને 'શહેર' જેવા ફારસી શબ્દે સ્થાનભ્રષ્ટ કર્યો છે તે એટલે સુધી કે સામાન્ય વાતચીતમાં 'અમે નગરમાં જઈએ છીએ' એમ ભાગ્યે જ કોઈ બોલશે ભાષામાં તદ્દન ગળી બની ગયેલા બીજા કેટલાક ફારસી અરબી શબ્દો અથવા એમના તદ્ભવો જેવા કે—નજદીક જલદી, ફલાણું, ખૂબ, હમેશ, માયા (ધન), અક્કલ જમા હિસાબ હુકમ વગેરે પણ આવાં ઉદાહરણો રજૂ કરે છે

ભાષામાંથી સામાન્યતઃ પ્રયોગલુપ્ત થયેલા શબ્દો જ્યારે કોઈ અપવાદરૂપ સંજોગોમાં બચે છે ત્યારે અભ્યાસ માટે કુતૂહલજનક સામગ્રી પૂરી પાડે છે 'સગધો' સમાણી પારધી' જેવા શબ્દો માટે આપણે અગાઉ ચર્ચા કરી છે બીજા બેત્રણ લાક્ષણિક ઉદાહરણો જોઈએ 'અલવેસર' શબ્દ સામાન્ય રીતે હવે વપરાતો નથી,

પણ ભાવનગર બાજુના બ્રાહ્મણોમાં એ વિશેષ નામ તરીકે જૂની પેઢીમાં હતો એમ ત્યાંના વતની એક વિદ્વાન અધ્યાપકે મને કહ્યું હતું. 'પેસર' શબ્દ ફારસી 'પિસર' (છોકરો, પુ૦) માંથી આવ્યો છે. 'કાન્હડદેપ્રબન્ધ'માં એ વપરાયો છે.[29] અર્વાચીન ગુજરાતીમાં એ વપરાતો—સાંભળવા મળતો નથી, પણ એક વાર ઉત્તર ગુજરાતમાં ચમારોની બોલીમાં આ જ અર્થમાં 'પેહરો' શબ્દ મેં સાંભળ્યો હતો. જે જૂની ગુજરાતી 'પેસર'નું અપભ્રષ્ટતરરૂપ છે. 'પરોણો પઈ' કે 'પહેલે દહાડે પરોણો ને બીજે દહાડે પઈ' જેવા પ્રયોગમાંના 'પઈ' અંગને 'પાઈ' સાથે કશો સંબંધ નથી. પણ તે સંસ્કૃત પવિત્રનું પ્રાકૃત पहिअ > पईअ દ્વારા વ્યુત્પન્ન થયેલું રૂપ છે. 'પઈ' શબ્દ બીજી રીતે વપરાતો નથી, પણ આ રૂઢિપ્રયોગનો આધાર મળી જવાથી એમાં એ ટકી રહ્યો છે—જેમ જરાજીર્ણ વસ્તુઓને પણ કંઈક આધાર મળવાથી ટકી રહે છે તેમ.

જૂના શબ્દોના અવસાન અને નવાના આગમનું બીજું એક કારણ પણ છે, અને તે જૂની અને નવી પેઢી વચ્ચેનો ઉછેરભેદ, સામાજિક સ્થિતિમાં થયેલું પરિવર્તન અને એને પરિણામે વિચારોમાં થયેલો પલટો. વૃદ્ધો જે શબ્દો પ્રયોજે છે અથવા જેમના અર્થો તેઓ સમજે છે એમાંના ઘણા યુવાનોને અવગત હોતા નથી. આ પ્રમાણે ક્ષીણ થતા શબ્દો એકમે પેઢીમાં અવસાન પામી જાય છે અથવા પહેલાં અશિષ્ટ કે ઓછા સંસ્કારી ગણાવા લાગે છે અને એમ થતાં ધીમે ધીમે લુપ્ત થઈ જાય છે. નવી અને જૂની પેઢી વચ્ચેની આ સોરાબરુસ્તમી ભાષામાં પણ સતત ચાલ્યા કરે છે.

---

29 જુઓ અલાઉદ્દીન ખિલજીના સૈન્યના વર્ણનમાં—
રાંધ્યાં ધાન ન ચાવતા ખાઇ ભડિઆરા તમ્માક,
ચાલ્યા કરક પેસરા પૂઠા માહિ મેઠના લાખ
(ખંડ ૧, કડી ૪૩)

જૂના શબ્દો નવા અર્થો વ્યક્ત કરવાને જ્યા અસમર્થ હોય ત્યા નવા શબ્દોનો આગમ સવિશેષ થાય છે જો કે આવુ ન હોય ત્યા પે કેવળ રાજકીય કારણોસર જૂના શબ્દોને નવા શબ્દો કેટલીક વાર દૂર કરી દે છે જેમ કે મુસ્લિમ અમલ દરમ્યાન આપણી ભાષામા ઘણા ફારસી અરબી શબ્દો સામાન્ય વ્યવહારમા પ્રવેશ પામ્યા હતા. પણ મુસ્લિમ અમલનો અંત આવતા અને અંગ્રેજોનો અમલ શરૂ થતા કેટલા યે ફારસી અરબી શબ્દોનુ સ્થાન કાં તો અંગ્રેજી શબ્દોએ લીધુ છે અથવા એ શબ્દો સમૂળગા વ્યવહારમાથી નીકળી ગયા છે દાખલા તરીકે 'જામ ને સ્થાને 'કપ' અને 'ખૂમચા' કે 'તાસક'ને બદલે 'ટ્રે' આવી. 'જ્યાફત'નુ સ્થાન 'પાર્ટી' એ લીધુ, 'મોરી'ને બદલે 'ગટર' થઈ અને 'આબખોરો' (લોટો) તો બિચારો ચાલ્યો જ ગયો છે! આવી રીતે પરભાષાના શબ્દોને સ્વીકારીને એમને આત્મસાત્ કરવા-અપનાવવા તથા સમયના પરિવર્તન સાથે જૂના શબ્દો છોડીને નવા લેવા એ કોઈ પણ જીવતી, ચેતનભરી, વિકાસશીલ ભાષાનું એક પ્રધાન લક્ષણ છે

---

## વ્યાખ્યાન પાંચમું

# શબ્દ અને સંસ્કૃતિ

આ પૂર્વેનાં ચાર વ્યાખ્યાનોમાં શબ્દાર્થશાસ્ત્ર વિષે વિવિધ રીતિએ આપણે વિચાર કર્યો છે એ વિચાર મુખ્યત્વે ઐતિહાસિક દૃષ્ટિએ હોવાથી શબ્દોના અર્થોમાં ઇતિહાસ આપોઆપ કેવી રીતે વ્યક્ત થાય છે એ આપણે પ્રસંગોપાત જોયું હતું પણ ભાષા અને ઇતિહાસનો અથવા બીજી રીતે કહીએ તો શબ્દ અને સંસ્કૃતિનો સંબંધ કેવો નિકટનો છે એ હવે કંઈક વિગતે વિચારીશું ભાષા એ માનવસંસ્કૃતિનું વાહન છે; આવિષ્ક્રિયમાણ માનવચિત્ત ભાષામાં પણ પોતાની અસરો અવશ્ય મૂકે છે કોઈ પણ ભાષા પછી તે પ્રાથમિક અવસ્થામાં રહેલી કોઈ જંગલી બોલી હોય, સંસ્કૃત જેવી મહાન દિગ્વિજયી સંસ્કારભાષા કે કવિભાષા હોય અથવા અંગ્રેજી જેવી વિશ્વવ્યાપી વ્યવહારભાષા હોય—એને આ વસ્તુ એકસરખી રીતે લાગુ પડે છે ભાષાના વિશિષ્ટ શબ્દો, રૂઢિપ્રયોગો અને વાક્યભંગિઓ ઐતિહાસિક, દૈશિક અને સામાજિક પરિસ્થિતિમાંથી નિષ્પન્ન થાય છે અને એને આધારે વિકસે છે જેને 'ભાષાનું વ્યક્તિત્વ' અથવા Genius of Language એવા શબ્દપ્રયોગો દ્વારા વર્ણવવાનો પ્રયાસ કરવામાં આવે છે તે વસ્તુ આમાંથી વિકસે છે એક ભાષા અને સંસ્કૃતિના વિશિષ્ટ શબ્દો બીજી ભાષામાં અનૂદિત કરવાનું ઘણી વાર મુશ્કેલ હોય છે તે આ કારણે સંસ્કૃતના રસ, ब्रह्म, ब्रह्मचर्य, मोक्ष, धर्म, निर्वाण આદિ શબ્દોના યોજવામાં આવેલા અંગ્રેજી પર્યાયો મુકાબલે કેવા અસંતોષજનક લાગે છે? પાશ્ચાત્ય સંસ્કારિતા, ધર્મ અને સાહિત્યના શબ્દો અહીંની ભાષામાં ઉતારવામાં પણ એ જ મુશ્કેલી નડે છે, જો કે અસંતોષજનક અનૂદિત પર્યાયો પણ જતે દિવસે માત્ર વારંવારના વપરાશને કારણે રૂઢ બને એવું જોવામાં આવે છે ખરું. પરદેશી શબ્દો ઘણી વાર એમ ને એમ

સ્વીકારી લેવાની રીત જગતની કેટલીક ભાષાઓમાં પ્રાચીન કાળથી ચાલતી આવેલી છે એમાં આ પર્યાય-યોજનાનું કષ્ટ દૂર કરવા સાથે પૂરેપૂરી અર્થવ્યક્તિ સાધવાનો નિગૂઢ પ્રયત્ન રહેલો છે. ચિનાઈ અને તિબેટન જેવી મોગોલ કુળની ભાષાઓએ સંસ્કૃત કે પાલિ ગ્રન્થોના અનુવાદ કરતા વિશેષ નામો કે પારિભાષિક શબ્દોનાં પણ અક્ષરશ: વ્યુત્પત્તિમૂલક ભાષાન્તરો કરીને આ મુશ્કેલીનો તોડ કાઢવાનો પ્રયાસ કર્યો છે જુદી જુદી પ્રજાઓના સાંસ્કારિક સંબંધો આ રીતે એમની ભાષામાથી વ્યક્ત થાય છે. વળી મૂળ એક શબ્દનો અથવા એના તદ્ભવોનો વિવિધ ભાષાઓમાં અથવા કોઈ એક જ ભાષામાં જે અર્થગત વિકાસ થાય છે એનો સંબંધ આવશ્યક રીતે ઐતિહાસિક અને સાંસ્કૃતિક પરિસ્થિતિ સાથે હોય છે

આ રીતે ભાષા એ ઇતિહાસનું સાધન છે. અશ્મીભૂત અવશેષો, શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ, શિલ્પસ્થાપત્યના નમૂનાઓ, સાહિત્યિક સાધનો, દસ્તાવેજો કે બીજી પુરાણી ચીજો જેટલી જ અગત્ય ઇતિહાસના સાધન તરીકે ભાષાની છે બલકે બીજા સર્વ સાધનોનો અભાવ હોય છે ત્યા કેવળ ભાષાનું સાધન ઉપયોગમાં આવે છે એ એની વિશેષતા છે વૈદિક, પ્રાચીન ઈરાની અને અવેસ્તા, ગ્રીક, ગૉથિક અને બીજી જર્મેનિક ભાષાઓ, લૅટિન, જૂની આઇરિશ અને બીજી કેટલીક ભાષાઓ, સ્લાવ અને બાલ્ટિક ભાષાઓ, આર્મેનિયન અને આલ્બેનિયન તથા 'હિટાઈટ' અને 'તોખારી'—એ સર્વની માતૃભૂત એક આદિમ ભારત યુરોપીય ભાષા અવિભક્ત રૂપે એક પ્રજામાં બોલાતી હતી, જે પ્રજાને ભાષાશાસ્ત્રીઓએ *विरा'स (*Wiros) નામ આપ્યુ છે આ विरा'स કયા પ્રદેશમા રહેતા હતા તથા એમની સામાજિક પરિસ્થિતિ કેવી હતી, વળી મૂળ વતનમાથી એમની જુદી જુદી ટોળીઓ કેવી રીતે જુદા જુદા વિસ્તારોમા પ્રસરી એ વિષે માત્ર ભાષાના પ્રમાણો સિવાય બીજો કોઈ ઐતિહાસિક પુરાવો નથી આ અસ્તુસ્થલ કાળનો અભ્યાસ ભાષાશ્રયી પુરાત -

(Linguistic palaeontology) તરીકે ઓળખાતા શાસ્ત્રને આધારે થાય છે અલબત, વિરા સની આદિમ ભારત યુરોપીય ભાષાનો કોઈ પ્રત્યક્ષ નમૂનો ભાષાશાસ્ત્રીઓ પામે નથી ઉપર જણાવી તે જુદી જુદી ભાષાઓને આધારે એ મૂળ ભાષાનુ પુનર્ઘટન કરવામા આવ્યુ છે, અને એમા પણ વિદ્વાનો વચ્ચે નાનામોટા મતભેદો છે ભાષાના યુગનાના સાધકબાધક અન્ય અનુવાદાત્મક પ્રમાણોનો લગભગ અભાવ હોવાને કારણે નિર્ણયો બાંધવામા ખૂબ સાવધાની રાખવી પડે છે અને એક જ યુગનાને આધારે, જુદી જુદી અપેક્ષાએ, વિભિન્ન નિર્ણયો બ ધાવાનો સ ભવ રહે છે આમ છતા જે યુગને માટે બીજુ કોઈ સાધન નથી એ માટે ભાષાથી પુરાતત્ત્વની અનન્ય સાધારણ ઉપયોગિતા છે ભાષાશ્રયી પુરાતત્ત્વ એ કોઈ પ્રજાની ભાષાના શબ્દાર્થ અને શબ્દશક્તિનો તુલનાત્મક ધોરણે અભ્યાસ કરીને એની સ સ્કૃતિ સમજવાનો પ્રયાસ કરનારુ શાસ્ત્ર છે અને આદિમ ભારત યુરોપીય યુગના અસ્પષ્ટ ભૂતકાળમાથી ઇતિહાસકાળમા આવીએ છીએ તેમ તેમ ભાષાના પ્રમાણોનુ આકલન અને તોલન વધારે ચોક્કસ બને છે અને ભાષામા સાસ્કૃતિક પ્રવાહોનુ દર્શન સ્પષ્ટતર થાય છે / ટૂકામા, ભાષાની અગત્ય ઇતિહાસ અને સ સ્કૃતિના અભ્યાસમા લગભગ દસ્તાવેજી પુરાના જેવી છે વીતી ગયેલા જમાનાઓ પોતાના પદચિહ્નો ભાષામા મૂકી ગયેલા છે એ ચિહ્નો કાળાન્તરે ઘસાઈ કે બદલાઈ જાય છે અને ક્વચિત્ સામાન્ય માણસની દૃષ્ટિએ ભુલાઈ જાય છે તો પણ એમનો કાલાનુક્રમિક અભ્યાસ હ મેશા માહિતીપૂર્ણ, મનોર જક તેમ જ બોધક હોય છે સમયના પરિવર્તન સાથે અર્વાચીન કાળમા પરિસ્થિતિને અનુરૂપ નવા શબ્દો પ્રવેશે છે અથવા જૂના શબ્દોના નવા અર્થાન્તરો ભાષામા જન્મે છે માનવનુ ચિત્ત તથા એની આસપાસની ભૌતિક પરિસ્થિતિ તેમ જ એ બન્નેનો સ ઘર્ષ એ રીતે ભાષામા સદાકાળ આવિષ્કાર પામ્યા કરે છે

ભારતીય આર્ય ભાષાના ઇતિહાસના છેક પ્રારંભકાળથી એમાં આર્યેતર શબ્દોનું ભરણું જોવામાં આવે છે अणु, अरणि, कटुक, कपि, कला, काल, कितव, कुण्ड, गण, नाना, नील, नीहार, पुष्कर, पुष्प, पूजन, फल, बीज, मयूर, रात्रि, रूप, सायम्, वल्गु જેવા શબ્દો જે સંસ્કૃત ભાષામાં સદાકાળને માટે સ્થિર થયા છે તે 'ઋગ્વેદ'માં પ્રયોજાયેલા છે અને એ શબ્દો આર્યેતર મૂળના હોવાનું પુરવાર થયેલું છે[1] આમાંના કેટલાક શબ્દો વનસ્પતિસૃષ્ટિના અને કેટલાક પશુપક્ષિસૃષ્ટિના છે સમશીતોષ્ણ કટિબંધમાંથી ઉષ્ણ કટિબંધના પ્રદેશમાં આવતાં આર્યોએ જે નવી વનસ્પતિ કે પશુ-પક્ષીઓ જોયાં હશે એમનાં નામ ઘણુંખરું આર્યેતર મૂળ વતનીઓની ભાષામાંથી લેવાયાં હશે વૈદિક આર્યોની ઉપાસનાવિધિથી ભિન્ન એવી પૂજાવિધિ આર્યેતરો પાસેથી—સંભવતઃ દ્રાવિડો પાસેથી—આવી હોવાનું મનાય છે એટલે એના સૂચક શબ્દો આર્યેતર હોય એ સ્વાભાવિક છે આ ઉપરાંત બીજા કેટલાક સામાન્ય શબ્દો પણ ઉપરની યાદીમાં છે, જે આર્ય ભાષાના પ્રાચીનતર શબ્દોને સ્થાને આવી ગયા હોય અથવા કેટલાક એવા શબ્દોની સાથોસાથ વિકલ્પે પ્રયોજાવા શરૂ થયા હોય સંસ્કૃત ભાષાના ઇતિહાસમાં આ તરફ આવીએ છીએ તેમ તેમ આર્યેતર શબ્દોનું પ્રમાણ વધતું જાય છે 'અથર્વવેદ'માં સર્પનું ઝેર ઉતારવાના મંત્રોમાંના आलिगी, वालिगी, तैमात, उरुगूला અને ताबुव જેવા શબ્દો સેમિટિક મૂળના હોઈ ખાલ્ડિયન ભાષામાંથી આવ્યા હોવાનું લોકમાન્ય ટિળકે બતાવ્યું છે ચામડાના કુપ્પાના અર્થમાં બેબિલોનિયન 'કુતુપિ' શબ્દમાંથી થોડોક અર્થાન્તર પામી, સંસ્કૃત कूप આવ્યો છે (*A Babylonian word in Sanskrit*, Poona Orientalist Vol XIII nos 3 4) જો કે હિન્દી ગુજરાતી

---

1 *Origin and Development of Bengali Language* p 42

'કુપ્પી'માં મૂળ અર્થ લગભગ ચાલુ છે. પ્રાકૃત खत्तिअ અને સંસ્કૃત क्षत्रिय શબ્દ સુમેરિયન ભાષાના 'ખત્તી' શબ્દમાંથી ઊતરી આવ્યો છે. ઔષધવિદ્યા, મંત્રતંત્ર અને અભિચારનો સમાવેશ 'અથર્વ-વેદ'માં થયેલો હોઈ અનેક પરદેશી, આર્ય-આર્યેતર તેમ જ સમાજના નીચલા થરનાં તત્ત્વોનો સંગ્રહ એમાં છે, એટલે સમાજ અને ભાષાના અભ્યાસ માટે 'ઋગ્વેદ' આદિ ત્રણ વેદો કરતાં વિલક્ષણ પ્રકારની સામગ્રી એમાંથી પ્રાપ્ત થાય છે. 'અથર્વવેદ'ના કેટલાક મંત્રો, 'ઋગ્વેદ'નાં પ્રાચીનતમ સૂક્તોની જેમ, આર્યો ભારતમા આવ્યા ત્યાર પહેલાંના છે. અમુક તો ભારત-યુરોપીય કાળના એટલે જે સમયે આર્યોનો સમૂહ મધ્ય એશિયામાં અથવા બીજે કોઈ સ્થળે અવિભક્ત સ્થિતિમાં રહેતો હશે અને એમનાં જુદાં જુદાં જૂથોએ પૂર્વમા ઈરાન અને ભારત તરફ તથા પશ્ચિમે યુરોપ તરફ સ્થળાન્તર નહિ કર્યું હોય તે અતિપ્રાચીન સમયના હોવાનું અનુમાન કરવામાં આવે છે. આથી 'અથર્વવેદ'ના અભિચારમંત્રોનું પ્રાચીન જર્મન, લૅટિન અને રશિયન મંત્રો સાથે પણ કેટલુંક નોંધપાત્ર સામ્ય જોવામાં આવે છે. વળી એ જ કારણે, પૂર્વ દિશામાં સ્થળાન્તર કરનાર આર્યોનું એક જૂથ ભારતમાં આવીને સપ્તસિન્ધુના પ્રદેશમા વસ્યું ત્યાર પહેલા એ આખો સમુદાય ઈરાનમાં અવિભક્ત સ્થિતિમા રહેતો હતો તે સમયની, ભારત-ઈરાની કાળની પણ કેટલીક અસરો સ્વાભાવિક રીતે જ 'અથર્વવેદ'માં છે અવેસ્તામાં ઝોરાસ્તર પૂર્વેના અગ્નિપૂજક પુરોહિતોને 'આથ્રવણ' કહ્યા છે, એ 'અથર્વણ' શબ્દનું જ ભિન્ન રૂપ છે. બ્રાહ્મણગ્રન્થોમાં अटवी, अलर्क, आडम्बर, कुलाल, खड्ग, तण्डुल, तिल, मर्कट, व्रीहि, शव આદિ આર્યેતર શબ્દો છે.[2] આર્યો અને આર્યેતરોનો સંપર્ક જીવનના બધાં ક્ષેત્રોમા વધતો ગયો, તેમ શબ્દભંડોળની પારસ્પરિક આપ-લે થાય એ

---

2 એ જ, પૃ. ૪૨

સામાજિક હતું. नीर, लाङ्गल, कम्बल, ताम्बूल, कदली જેવા શબ્દો ઑસ્ટ્રિકમાંથી સંસ્કૃતમાં લેવાયા હોવાનું સામાન્ય રીતે સ્વીકારવામાં આવ્યું છે.[3] પછીના સંસ્કૃત સાહિત્યમાંથી આ પ્રકારના શબ્દોની એક મોટી યાદી થઈ શકે પરન્તુ નમૂના તરીકે આટલાં ઉદાહરણો બસ થશે એમ ધારું છું. કેટલાક વિદ્વાનો એટલે સુધી માને છે કે સંસ્કૃતમાં મૂર્ધન્ય વ્યંજનો એ દ્રાવિડી ભાષાનું ઋણ છે અને ળકારવાળા શબ્દો પણ દ્રાવિડી મૂળના છે. આ વિધાનને સામાન્ય રીતે આધારભૂત બનાવવા માટે વધારે સંશોધનની અપેક્ષા છે, પણ મૂર્ધન્ય વ્યંજનયુક્ત અને ળકારવાળા શબ્દોનો ઠીક મોટો કહી શકાય એવો એક સમૂહ આર્યેતર ભાષા સાથે સંબંધ ધરાવે છે એમાં શંકા નથી.

પારસીઓ સાથેના સંપર્કના પુરાવા પણ સંસ્કૃતમાં અને તે દ્વારા અર્વાચીન ભારતીય ભાષાઓમાં સારા પ્રમાણમાં જળવાયેલા છે. અથર્વવેદમાં માલૂમ પડતાં પારસી તત્ત્વોનો નિર્દેશ હમણાં જ કર્યો છે. देव-दएव અને असुर-अहुर શબ્દોનો વેદોમાં અને અવેસ્તામાં પ્રયુક્ત ભેદ આ દૃષ્ટિએ બહુ રસપ્રદ છે. અવિભક્ત ભારત-યુરોપીય જૂથમાંથી ઈરાનમાં આવી રહેલા આર્યોના સમૂહમાંથી કેટલાક ત્યાં જ સ્થિર થઈને રહ્યા, જ્યારે બીજા કેટલાક ત્યાંથી નીકળી, પૂર્વ દિશામાં આગેકૂચ કરી અફઘાનિસ્તાનનો પ્રદેશ વટાવી સરહદના પહાડી માર્ગો પસાર કરીને ભારતમાં આવીને રહ્યા. જેઓ ભારતમાં આવ્યા અને જેઓ ઈરાનમાં રહ્યા તે બેની વચ્ચે કંઈક ધાર્મિક વૈમનસ્ય થયું હતું એ નિશ્ચિત છે, કેમકે વેદોમાં અને પછીના સમયના સંસ્કૃતમાં असुर શબ્દનો અર્થ 'દૈત્ય' થાય છે, જ્યારે ઈરાની આર્યોના અર્થાત્ પારસીઓના પ્રાચીન ધર્મગ્રન્થ 'અવેસ્તા'માં

---

3 Pre Aryan and Pre Dravidian in India Introduction p XX

'अहुर (અર્થાત્ અસુર)નો અર્થ 'દેવ' થાય છે. પારસીઓના અહુર મઝ્દા એટલે 'અસુર મહત્'—મહાન દેવ. આમ વિચિત્રતા એવી થઈ કે ભારતીય આર્યોના ઉપાસ્ય દેવને ઇરાની આર્યોએ દુષ્ટ તત્ત્વ લેખે ગણ્યા, જ્યારે ઇરાની આર્યોના ઉપાસ્ય અસુરને ભારતીય આર્યોએ દુષ્ટ તત્ત્વમાં ગણ્યા! ધાર્મિક માન્યતાઓ પરત્વે કોઈ પ્રકારના મતભેદ વિના આવું બને નહિ. બીજી બાજુ, 'ઋગ્વેદ'ના પ્રાચીનતમ અંશ રૂપ વરુણદેવનાં સૂક્તોમાં વરુણની સ્તુતિ કરતાં તેને અસુર કહ્યા છે,[4] એ વસ્તુ ભારતમાં આવનાર આર્યો ઇરાનમાં રહેતા હશે તે કાળે ઉપાસકોનું જે માનસ હતું એની કંઈક દ્યોતક બની રહે છે. સાહિત્યિક પ્રાકૃતમાં અસુર શબ્દનો 'દૈત્ય, દાનવ' એવો અર્થ છે ખરો, પણ જૈન સૂત્રગ્રન્થોની આર્ષ પ્રાકૃતમાં असुर અને असुरकुमार શબ્દ 'દેવજાતિ-વિશેષ,' 'ભવનપતિ અને વ્યંતર દેવોની જાતિ' એવા અર્થમાં પ્રયોજાયેલ છે અને ત્યાં દાનવપણાનો ભાવ અનિવાર્ય નથી એ વસ્તુ ધ્યાનપાત્ર છે.

असुर શબ્દ સાથે એસિરિયાનું સ્મરણ થાય છે. असुर શબ્દ પહેલાં એસિરિયાના-અસુર દેશના વતનીઓ માટે પ્રયોજાયો હોય એ અસંભવિત નથી. નિનેવેહનો રાજા અશુર બેનિપાલ એ જ પુરાણોમાં વર્ણવેલો ઉષાનો પિતા (અસુર) બાણપાલ-બાણાસુર, એવો તર્ક કેટલાક સંશોધકોએ કર્યો છે એના ઐતિહાસિક તથ્યની ચર્ચા કરવાનો આ પ્રસંગ નથી, પણ 'અશુર' અને 'અસુર'ની રૂપગત

---

4 ઉદાહરણ તરીકે—

चित्रेभिरभ्रैरुप तिष्ठथो रवं
द्यां वर्षयथो असुरस्य मायया। (૫ ૬૩-૬૩; ઋચા ૩)
धर्मणा मित्रावरुणा विपश्चिता
व्रता रक्षेथे असुरस्य मायया। (એ જ, ઋચા ૭)

અભિજ્ઞના નો નિ સંશય ધ્યાન ખેંચે એવી છે સંસ્કૃતનો हेलय —
હેલય શબ્દ એસિરિયાવાસીઓ આથેના સબંધની એક કડી પૂરી
પાડે છે. પતંજલિએ 'મહાભાષ્ય'ના એક અવતરણ દ્વારા આ
શબ્દને સાહિત્યમાં અમર બનાવ્યો છે. પતંજલિ લખે છે—तेऽसुरा
हेलयो हेलय इत्यकुर्वन्त पराबभूवु तस्माद् ब्राह्मणेन न म्लेच्छितवै
नापभाषितवै । म्लेच्छो ह वा एष यदपशब्द । म्लेच्छा मा भूम इत्यध्येय
व्याकरणम् । (સુત્ર ૧-૧-૧ ઉપરનુ આહ્નિક ૧) "તે અસુરો (हे अरयः
हे अरय ને બદલે) हेलय हेलयः એ પ્રમાણે (અશુદ્ધ) બોલવાથી
પરાજય પામ્યા માટે બ્રાહ્મણે મ્લેચ્છની જેમ ભ્રષ્ટ ઉચ્ચાર ન કરવો.
અથવા અપશબ્દ ઉચ્ચારવો એ મ્લેચ્છપણુ એ નિવારવા માટે
વ્યાકરણનુ અધ્યયન કરવુ."

આમ પતંજલિના મત મુજબ સંસ્કૃત हेऽरय (यो)નુ हेऽलयो
રનો લ થવાથી બનેલુ અપભ્રષ્ટ રૂપ છે. પણ એ મત વાસ્તવિક નથી.
અસુરોની આ યુદ્ધઘોષણાનાં સંસ્કૃતમા પણ પાઠાન્તરો મળે છે.
'શતપથ બ્રાહ્મણ' (૩-૨-૧-૨૪)મા એ શબ્દ हेल्वो हलव એવા
સ્વરૂપે તથા એ જ ગ્રન્થની કાણ્વ પાઠપરંપરામા हेलो हेलो એવા
રૂપે છે, એ રૂપ हेऽरय માથી ભાગ્યે જ વ્યુત્પન્ન થઈ શકે. એસિરિ-
યનો (અસુરો)ના દેવ 'ઈલુ' અથવા 'એલોઆહ'ના[5] નામ પૂર્વે
સબોધનનો 'હે' ઉમેરીને જે ઘોષણા કરવામા આવતી એનુ જે રીતે
શ્રવણ ભારતીય આર્યોએ કર્યુ હશે તે हलयो આદિ પ્રયોગોમા અંકિત
થયેલુ છે. પણ પતંજલિ જેવા શબ્દશાસ્ત્રીએ એને સસ્કૃતના પ્રાકૃત
તદ્ભવ તરીકે સિદ્ધ કરવાનો પ્રયાસ કર્યો છે એ બતાવે છે કે એના
સમયમા પણ એ ઘટના દૂરના ભૂતકાળની બની ચૂકી હશે અસુરોના
સંપર્કની પ્રાચીન પરંપરાનુ એ પ્રયોગ સ્મરણ કરાવે છે

5 સરખાવો અરબી 'અલ્લાહ' તથા 'યા અલ્લાહ'

ગ્રીક ભાષાના કેટલાક શબ્દો સંસ્કૃતમાં તેમ જ તે દ્વારા અર્વાચીન ભારતીય ભાષાઓમાં આવેલા છે એ જ રીતે સંખ્યાબંધ ભારતીય શબ્દો ગ્રીકમાં પ્રવેશ પામ્યા છે જ્યોતિશાસ્ત્રના અને એમાં યે ફલજ્યોતિષના ઘણા શબ્દો ગ્રીકના ઋણશબ્દો છે જ્યોતિશાસ્ત્રના વિષયમાં યવનો અથવા ગ્રીકોની શાસ્ત્રજ્ઞતા આપણા દેશના વિદ્વાનોએ મુક્ત કંઠે સ્વીકારેલી છે 'બૃહત્સંહિતા'નો કર્તા વરાહમિહિર એ વિષે લખે છે—

म्लेच्छा हि यवनास्तषु सम्यक् शास्त्रमिद स्थितम् ।
ऋषिवत्तेऽपि पूज्यन्ते किं पुनर्वेदविद् द्विज ॥

(અધ્યાય ૨, શ્લોક ૧૪)

"યવનો (ગ્રીકો) મ્લેચ્છો છે એમનામાં આ શાસ્ત્ર સારી રીતે રહેલું છે, તેઓ પણ (શાસ્ત્રજ્ઞતાને કારણે) ઋષિની જેમ પૂજાય છે તો વેદવિદ્ બ્રાહ્મણ કેમ ન પૂજાય ?"

'' 'બૃહત્સંહિતા'ની અંગ્રેજી અનુવાદવાળી આવૃત્તિમાં (સંપાદક અને અનુવાદક પં વી સુબ્રહ્મણ્ય શાસ્ત્રી બેંગલોર, ૧૯૪૭, ગ્રન્થ ૧, પૃ ૧૯) સંપાદકે આ સાથે તુલના માટે બે શ્લોક ટાંક્યા છે, પણ તે કોના છે એની સ્પષ્ટતા કરી નથી એ શ્લોક આ પ્રમાણે છે—

यद्दानवन्द्राय मयाय सूर्य
शास्त्र ददौ सम्प्रणताय पूर्वम ।
विष्णावंसिष्ठश्च महर्षिमुख्यो
ज्ञानामृत तत्परमासमाद ॥

पराशरश्चाप्यधिगम्य सामाद्
गुह्य गुरूणां परमाद्भुत यत ।
प्रकाशयाचक्रुरनुक्रमेण
महर्षिमन्तो यवनषु तत्त ॥

(જે અંગ્રેજી Hourમાં જોવા મળે છે), केन्द्र, हारिज, द्रेक्काण, लिप्ता આદિ શબ્દો જ્યોતિષના ગ્રીક પારિભાષિક શબ્દો ઉપરથી તૈયાર કરવામાં આવેલા છે; અને બીજા સામાન્ય શબ્દોની વાત કરીએ તો, સંસ્કૃત द्रम्म તથા ગુજરાતી અને બીજી અર્વાચીન ભારતીય ભાષાઓના 'દામ,' 'દમડી' શબ્દનું મૂળ ગ્રીક Drachme માં છે, તથા ફારસી 'દિરહમ' શબ્દ પણ એમાંથી વ્યુત્પન્ન થયેલો છે. સંસ્કૃત सुरुङ्गा અને નવ્ય ભારતીય 'સુરંગ' મૂળ ગ્રીક શબ્દમાંથી છે, જે ઉપરથી અંગ્રેજીમાં Syringe આવ્યો છે. જૈનોના 'અંગવિજ્જા પ્રકીર્ણક'માં 'સતેરક' નામના સિક્કાનો ઉલ્લેખ છે,[૬] તે ઇન્ડો-ગ્રીક રાજાઓના ચલણનો 'સ્ટેટર' (Stater) છે. વળી

निरार्गवञ्चत्वरा वेश्या वायम्यो दिविरो वणिक् ।

એ શ્લોકાર્ધમાંનો दिविर ('કારકુન') શબ્દ ગ્રીક મૂળનો છે. જૂની ફારસીમાં તેનું 'દબિર' રૂપ મળે છે. એટલે બીજા કેટલાક શબ્દોની જેમ તે પણ ઇરાનીઓ મારફત આવ્યા હશે. मेला ('શાહી') અને मेलान्धुक ('ખડિયો') જેવા શબ્દો ગ્રીકમાંથી આવ્યા હોવાનું પુરવાર થયું છે.[૭] સંસ્કૃત નાટકની जवनिकाનો સંબંધ કેટલાક વિદ્વાનો ગ્રીસ

---

૬ 'અંગવિજ્જા'નો પ્રસ્તુત પાઠ નીચે પ્રમાણે છે, જેમાં અનેક સિક્કાઓના ઉલ્લેખ છે—

सुवण्णमासको य त्ति तहा रययमासको ।
दीणारमासको व त्ति तधो णाण च मासओ ॥१८५॥
काहापणो खत्तपको पुराणो त्ति य जो वदे ।
सतेरको त्ति त सव्व पुण्णामसममादिसे ॥१८६॥

'બૃહત્કલ્પસૂત્ર'ના ભાષ્ય પ્રમાણે, દીવમાં ચાલતો એક સિક્કો 'સાભરક' કે 'સાહરક' કહેવાતો ('જૈન આગમસાહિત્યમાં ગુજરાત', પૃ. ૮૮-૮૯) 'સાભરક' શબ્દનું મૂળ જો કે આપણે જાણતા નથી, પણ બીજા કોઈ પ્રમાણને અભાવે એને 'સતેરક'થી ભિન્ન ગણવો જોઈએ

૭. તારાપોરવાળા, Elements of the Science of Language (૨જી આવૃત્તિ), પૃ. ૧૫૫

સાથે જોડતા હતા પણ એક નાટકમા તો પડદો જ નહોતો પણ અમુક પ્રકારના પડદાનુ કાપડ એકિ દાગ આવતુ હોય એવી શક્યતા આ શબ્દ સૂચવે છે આવશ્યક સૂત્ર ઉપરની આચાર્ય મલયગિરિની વૃત્તિમા यवनालक (પ્રા जवणालओ) 'કન્યાચોલક —કન્યાઓનો પહેરવેશ મરુમડલાદિમા પ્રસિદ્ધ હોવાનુ કહ્યુ છે એમા ચહિના ચોળી ભેગા સીવી લેવામા આવતા જેથી વસ્ત્ર ખસી પડે નહિ ( 'જૈન આગમસાહિત્યમા ગુજરાત' પૃ ૧૨૫) આ શબ્દમાનુ यवन અગ સૂચક છે કા તો આ શબ્દ અને પહેરવેશ એકિ પાસેથી અથવા—પાછળના સમયમા ગમે તે પરદેશી જાતિને 'યવન કહેતા એટલે—કોઈ પરદેશી જાતિ પાસેથી આવ્યા હોય એમ બને અલેક્ઝાન્ડરની સવારીની સાથે તથા ત્યાર પછી આવીને આ દેશમા વસેલા અનેક એકિ અહીંના જ બની ગયા હતા અને ભારતના પશ્ચિમોત્તર પ્રદેશો ઉપર ગ્રીક રાજ્ય એનુ રાજ્ય હતુ, એટલે સસ્કૃતમા અને અન્ય ભારતીય ભાષાઓમા એક શબ્દોનો પ્રવેશ એ પ્રત્યક્ષ સપર્કના પરિણામ જેવી વસ્તુ છે ભારત અને એસના ઐતિહાસિક સપર્ક અને સાસ્કારિક આદાન પ્રદાનને લગતી વિપુલ માહિતી પ્રાચીન સાહિત્યમાથી મળે છે અને તે ભાષાના પુરાવાને દઢ બનાવે છે પણ એની ચર્ચા કરવાનુ આ સ્થાન નથી

પ્રાચીન રોમ સાથે ખાસ કરીને પશ્ચિમ અને દક્ષિણ ભારતને ગાઢ વેપારી સબધ હતો અને એના પ્રત્યક્ષ પુરાવા રૂપે રોમન સિક્કાઓ અહીંથી મળેલા છે આ સપર્કનુ પ્રતિબિબ ભાષામા પણ છે એકિ રોમન મૂળનો दीनार શબ્દ (લૅટિન Denarius) મુખ્ય ચલણી સિક્કા માટે ઈસ ૧૦ અને ૫૦ ની વચ્ચે ગ્યારેના મૂળ પચતત્રમા વપરાયો છે અને ત્યાર પછી પ્રાકૃત સસ્કૃત સાહિત્યમા જૈન આગમગ્રન્થોની સસ્કૃત પ્રાકૃત ટીકાચૂર્ણિઓમા તથા ઠે ચૌદમા સૈકા સુધી ગ્યારેના પ્રબન્ધાત્મક ગ્રન્થોમા પ્રયોજાયેલો છે क्षत्रप શબ્દ જેમાથી અગ્રેજી Satrap ( હાકેમ ) આવેલો છે તે પણ

રોમન મૂળનો છે. ક્ષત્રપ નામનો રાજવંશ પશ્ચિમ ભારતમા રાજ્ય કરતો હતો એ ઇતિહાસપ્રસિદ્ધ છે. 'રોમકસિદ્ધાન્ત' જેવા જ્યોતિઃશાસ્ત્રના સંસ્કૃત ગ્રન્થના વિષયનિરૂપણ ઉપર ગ્રીક જ્યોતિષની અસર છે, પણ એનું નામકરણ રોમન અસર બતાવે છે. આચાર્ય હેમચન્દ્રના 'અભિધાનચિન્તામણિ' ઉપરથી જણાય છે કે સિન્ધ અને પંજાબની મીઠાની ખાણોને रुमा, અને એની પેદાશને रौमक लवण કહેતા. આ નામકરણને એ પ્રદેશમાના રોમન સંસ્થાન સાથે કે ત્યાથી એ લવણ રોમ તરફ નિકાસ થતું હોય એ વસ્તુ સાથે સંબંધ હશે ખરો? આ માત્ર તર્ક જ છે, પણ रुमा અને रौमक જેવાં નામોનાં વૈચિત્ર્યથી તે ઉદ્ભવેલો છે કવિ લાવણ્યસમયના 'વિમલપ્રબન્ધ'ના આતમાં ખંડમા 'રોમનગર' ઉપરનું વિમલ મંત્રીનું આક્રમણ વર્ણવેલું છે, તે સિન્ધ ઉપરની તેની ઐતિહાસિક સવારીનું વર્ણન છે. અહીં પણ સિન્ધને 'રોમ' કહ્યુ છે એ વસ્તુ ઉપર્યુક્ત ઉલ્લેખોની દૃષ્ટિએ સૂચક છે.

ભારત અને ચીન વચ્ચેનો ઐતિહાસિક સંપર્ક ઘણુ કરીને ઇસવી સન પૂર્વે પહેલી સહસ્રાબ્દીના મધ્યભાગમા, મધ્ય એશિઆ દ્વારા શરૂ થયો; અને બૌદ્ધ ધર્મની સ્થાપના પછી તો એ સંપર્ક સૈકાઓ સુધી ચાલુ રહ્યો અને અનેક બૌદ્ધ યાત્રાળુઓ અને વિદ્વાનો ભારતમા યાત્રાર્થે તેમ જ જ્ઞાનપ્રવાસે આવ્યા તથા કેટલા યે ભારતીય વિદ્વાનોએ ચીન અને તિબેટને પોતાનુ વતન બનાવ્યું સેંકડો બૌદ્ધ ગ્રન્થોનો ચિનાઈ અને તિબેટનમા અનુવાદ થયો આર્યકુળની સંસ્કૃત અને મોંગોલિયન કુળની ચિનાઈમા વિચારો વ્યક્ત કરવાની રીતિમા મૂળભૂત ભેદ હોવાને કારણે તેમ જ સંસ્કૃત વિશેષનામોને એમ ને એમ સ્વીકારવાને બદલે એમનો પણ અનુવાદ કરવાની તિબેટન અને ચિનાઈ ભાષાની સર્વસામાન્ય પદ્ધતિને કારણે ઋણશબ્દોનું અસ્તિત્વ અહીં કે ચીન તિબેટમા પ્રમાણમા ઘણુ ઓછુ છે; જો કે ઠેઠ સાતમી આઠમી શતાબ્દી જેટલા પ્રાચીન કાળમા

ગયેલા સંસ્કૃત-ચિનાઈ શબ્દકોશો મળે છે. સંસ્કૃતને ઉછીના લીધેલા થોડાક ચિનાઈ શબ્દો જાણવામાં આવ્યા છે, અને તે સાંસ્કૃતિક સંપર્કની દૃષ્ટિએ સૂચક છે* એક તો चीन નામ; આ શબ્દ ઈ.સ. પૂર્વે ત્રીજી શતાબ્દીમાં ચીનમાં રાજ્ય કરનાર 'ત્સીન' વંશના નામ ઉપરથી આવેલ છે. બીજો कीचक શબ્દ જે 'એક પ્રકારના વાંસ' માટે વપરાય છે. ચિનાઈ બનાવટની વાંસળીઓ ચીનથી ભારતમાં અને મધ્ય એશિયામાં ઈ.સ. પૂર્વે ૨જી શતાબ્દી જેટલા પ્રાચીન કાળમાં જતી હતી, એટલે વાંસની બનાવટ સાથે 'વાંસ'નો વાચક શબ્દ પણ અહીંની ભાષામાં આવે એ સ્વાભાવિક છે. ત્રીજો मुसार શબ્દ, જે 'મહાભારત'માં અને બૌદ્ધ સંસ્કૃતમાં વપરાયો છે અને એનો અર્થ 'એક પ્રકારનો કીમતી પથ્થર' થાય છે. જૈન આગમગ્રન્થોમાં તથા અન્ય પ્રાકૃત સાહિત્યમાં આ શબ્દનું मसार રૂપ મળે છે અને સ્ફટિકવાચક શબ્દ गल्ल ઉમેરાઈને એનું मसारगल्ल એવું સ્વરૂપ પણ 'રત્નવિશેષ'ના અર્થમાં છે. ડૉ. પ્રબોધચન્દ્ર બાગચીએ બતાવ્યું છે કે 'કાગળ' માટેનો ચિનાઈ શબ્દ 'ત્સી' ૭મી ૮મી શતાબ્દીમાં शय રૂપે સંસ્કૃતમાં સ્વીકારવામાં આવ્યો હતો, પણ ઉપલબ્ધ સંસ્કૃત સાહિત્યમાં તે હજી મળ્યો નથી. એનું કારણ એ છે કે ચીનમાંથી કાગળ ભારતમાં આવ્યો હતો, તો પણ આપણા દેશમાં તાડપત્ર આદિ ઉપર જ લખવાનું ચાલુ રહ્યું હોવાથી કાગળનો બહોળો ઉપયોગ તો મુસ્લિમોના આગમન પછી જ શરૂ થયો. આથી એનો વાચક શબ્દ અરબી મૂળમાંથી આવ્યો અને સંસ્કૃતમાં પણ તે कागद સ્વરૂપે સ્વીકાર પામ્યો.

પ્રાચીન કાળથી ચીન રેશમી કાપડ માટે પ્રખ્યાત હતું. રેશમી કાપડ માટે चीनांशुक કે चीनपट्ट શબ્દ સંસ્કૃતમાં છે. કનિષ્કે પંજાબના એક પ્રદેશમાં એક ચીના રાજાને બાન તરીકે રાખ્યો

---

* 'ભારતીય આર્યભાષા અને હિન્દી' પૃ. ૧૦૦

હતો, તેથી એ પ્રદેશ 'ચીનભુક્તિ' તરીકે ઓળખાતો એમ હ્યુએન ત્સાંગ નોંધે છે. એ ચીના રાજાએ બે પરદેશી રૂબો અહીં દાખલ કર્યાં હતા તે चीनानि અને चीनराजपुत्र તરીકે ઓળખાતાં. પૂજામાં વપરાતું સિન્દૂર મૂળે આપણા દેશમાં ચીનથી આવેલું છે, માટે સંસ્કૃતમાં એનો એક પર્યાય चीनपिष्टम् છે (આચાર્ય હેમચન્દ્રકૃત 'લિંગાનુશાસન,' સ્વોપજ્ઞ વૃત્તિયુત, સંપાદક વિજયલાવણ્યસૂરિ, પૃ. ૪૮) 'ચિનાઈ સાકર'વાળું (सुचीनया शर्करया रसालम्) પાણી સંઘના લોકોને પાવામાં આવ્યું હતું એવો ઉલ્લેખ જિનહર્ષના 'વસ્તુપાલચરિત' (પ્રસ્તાવ ૫, શ્લો ૨૯૩)માં છે હિન્દી, બંગાળી વગેરેમાં ખાંડને 'ચીની' કહે છે તે આ સાથે સરખાવી શકાય. 'ચા'ના વાચક શબ્દો અહીં તેમજ યુરોપની ભાષાઓમાં મૂળે ચિનાઈ શબ્દમાંથી છે આપણી ભાષાઓમાં 'મગફળી' માટે 'ચિનાઈ સીંગ'[૧] અને 'ઠગ' માટે 'ચીનનો શાહુકાર' શબ્દ વપરાય છે એનાં કારણ વિચારવા જેવાં છે

હવે, અરબી અને ઈરાની શબ્દો જોઈએ. જૂના સમયથી આરબો અને ઈરાનીઓ પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના વેપાર તેમ જ સાંસ્કૃતિક સંપર્ક જાળવી રાખવામાં ઘણે અંશે કારણભૂત હતા બૌદ્ધ ધર્મનો ઈરાનમાં થયેલો પ્રચાર તથા ભારત સાથેનો ઈરાનીઓનો સંપર્ક— એ કારણે સંખ્યાબંધ ભારતીય આર્ય શબ્દો ફારસીમાં પ્રવેશ્યા છે અને ત્યાંથી યુરોપમાં ગયા છે સંસ્કૃત चन्दन શબ્દ ફારસીમાં 'સંદલ' થઈને અંગ્રેજીમાં Sandal રૂપે સ્થાન પામ્યો છે Pepper (સં. पिप्पली), Ginger (સં शृङ्गवेर), Orange (સં नारङ्गक) ઇત્યાદિ અંગ્રેજી શબ્દો મૂળે ભારતીય ભાષાના છે સં. शर्करा

૧ સૌરાષ્ટ્રમાં અને દક્ષિણ ગુજરાતમાં મગફળીને 'માંડવી' કહે છે કચ્છના માંડવી બંદરે મગફળી ઊતરતી, તે ઉપરથી આ નામ પડ્યું છે એમ એક સૌરાષ્ટ્રવાસી વિદ્વાને કહ્યું હતું

(પ્રા सक्करा) ફારસીમાં 'શકર' થઈને અંગ્રેજીમાં Sugar બન્યો છે. હિન્દુસ્તાનની આમલી અંગ્રેજીમાં Tamarind બની એનો પણ એક રસિક ઇતિહાસ છે આરબ વેપારીઓ હિન્દમાંથી બીજી વસ્તુઓ સાથે આમલી યુરોપ લઈ જતા ખજૂર સાથેના એના દેખાવના સામ્યને કારણે એમણે આમલીને 'તમર અલ હિન્દ' (હિન્દની ખજૂર) કહી, અને તેમાંથી 'ટેમેરિન્ડ' થયું ફારસી પુષ્પ 'ગુલાબ'ના રેચક ગુણને કારણે ભારતીય ભાષાઓમાં એનો 'જુલાબ' એના સ્વરૂપે અવતાર થયો અને અંગ્રેજીમાં એક રેચક દવાના નામ માટે Julap રૂપે એનો પ્રયોગ થયો 'ગુલકંદ'માં 'ગુલ' અંગ ફારસી છે, પણ 'કંદ' અંગ સંસ્કૃત खण्ड (સાકર) ઉપરથી આવેલું છે ફારસી 'કંદ' શબ્દ સાકરના અર્થમાં જુદો પણ વપરાય છે સંસ્કૃત અને પ્રાકૃતમાં મીઠાઈ બનાવનાર માટે અનુક્રમે कान्दविक અને कंदविअ શબ્દો છે તે બતાવે છે કે આ ભારતીય શબ્દ તેના ઈરાની સ્વરૂપે અહીં પાછો આવીને અહીંની ભાષામાં સ્થાન પામી ચુક્યો હતો ગુજરાતી 'કંદોઈ' શબ્દ પ્રાકૃત कंदविअ ઉપરથી આવ્યો છે

એકથી નવ સુધીના અંકો અને શૂન્યની શોધ ભારતમાં થઈ અને આરબો એને અહીંથી યુરોપમાં લઈ ગયા હતા આથી એ અંકો યુરોપમાં 'અરબી અંકો' (Arabic numerals) તરીકે ઓળખાયા અગવડભર્યા રોમન અંકોને સ્થાને આ ભારતીય અંકો યુરોપમાં પહેલવહેલા આવ્યા ત્યારે એમાં રહેલી ચમત્કારિક સરલતાને કારણે જૂના વિચારના લોકો એને કોઈ સેતાનના છળ તરીકે ઓળખાવતા! એ અંકો જે સ્વરૂપે યુરોપમાં પ્રચાર પામ્યા એ સ્વરૂપે સ્વતંત્ર ભારતના બંધારણમાં એમનો સ્વીકાર કરવામાં આવેલો હોઈ ઐતિહાસિક તથ્યને અનુસરીને એમને 'અરબી અંકો' તરીકે નહિ ઓળખાવતાં 'આંતરરાષ્ટ્રીય સ્વરૂપમાં ભારતીય અંકો' (Indian numerals in their International form) કહેવામાં આવ્યા તે એ યોગ્ય છે

ભારતના પશ્ચિમ અને દક્ષિણ કિનારે ઈરાની અને આરબ વેપારીઓના મોટાં સંસ્થાનો હતાં. ગુજરાતમાં એવાં સંસ્થાનો ખંભાત અને વેરાવળમાં હતા. આ વેપારીઓ પરદેશી ચીજો આપણા દેશમા લાવતા અને અહીંની ચીજો પરદેશોમાં લઈ જતા. આ વિષયમા મોટા ગ્રન્થો લખાય એટલી ઐતિહાસિક સામગ્રી વિદ્વાનોએ એકત્ર કરેલી છે, પણ અહીં શબ્દોદ્વારા વ્યક્ત થતી સંસ્કૃતિના મુદ્દાને અનુલક્ષીને જ આવશ્યક ચર્ચા આપણે કરીશું બાણ કવિના 'હર્ષચરિત'મા મોતીજડિત કીમતી વસ્ત્ર માટે स्तवरक શબ્દનો પ્રયોગ છે (નિર્ણયસાગર પ્રેસની પાચમી આવૃત્તિ, પૃ. ૧૪૩, ૨૦૬) પહેલવી 'સ્તબ્ર'ને 'ક' પ્રત્યય લાગીને અરબીમા અને અર્વાચીન ફારસીમા 'ઇસ્તબ્રક' શબ્દ થયો છે स्तवरक નામે ઓળખાતું કીમતી રેશમી વસ્ત્ર સાસાનિયન યુગમા ઈરાનમા બનતું હતું અને સાતમા સૈકા આસપાસ પશ્ચિમે અરબસ્તાનમા અને પૂર્વે ભારતમાં એની આયાત થતી હતી સૂર્યની મૂર્તિ ઉપર જે કીમતી વસ્ત્ર ઓઢેલું બતાવે છે તે કદાચ આ स्तवरक જ હશે સૂર્યની મૂર્તિનો ટોપ જેવો મુકુટ અને મોટા બૂટ સ્પષ્ટ રીતે પરદેશી લાક્ષણિકતા દર્શાવે છે અને સૂર્યના કમરબન્ધ માટે મૂર્તિવિધાનના ગ્રન્થોમાં મળતો વિયગ શબ્દ પરદેશી છે સૂર્યમૂર્તિની પૂજા ઈરાની રાજ્યકર્તાઓ અને કદાચ વેપારીઓની સાથે ભારતમા આવી હતી અને 'મગી' (Magis) તરીકે ઓળખાતા એના પૂજારીઓ પણ આપણા દેશમાં 'મગ' બ્રાહ્મણો તરીકે સ્થાન પામ્યા હતા

પારસકૂલ—ઈરાની અખાતના કિનારા ઉપરથી આવેલા વેપારીઓના ઉલ્લેખો જૂના કથાગ્રન્થોમા વારવાર મળે છે. જૈન આગમગ્રન્થોની ટીકાચૂર્ણિઓમા આવતી કથાઓમા ઘોડાના સોદાગર તરીકે 'પારસીક' વેપારીઓનો ઉલ્લેખ છે એ ઘણુ સૂચક છે એનુ મુખ્ય કારણ એ છે કે જાતવાન ઘોડાઓ ભારતમા પરદેશો-

માથી આયાત કરવામા આવતા,[10] ઊંચી જાતના ઘોડા અહીં થતા નહોતા 'રામાયણ' (બાલકાંડ, સર્ગ ૬, શ્લોક ૨૨) મા ઉત્તમ અશ્વો વિષે કહ્યુ છે—

कम्बोजविषये जातैर्वाह्लीकैश्च हयोत्तमैः ।
वनायुजैर्नदीजैश्च पूर्णा हरिहयोत्तमै ॥

['કંબોજ' એટલે અફઘાનિસ્તાન, 'વાહ્લીક' એટલે બલખ, 'વનાયુજ' એટલે અરબસ્તાનના અને 'નદીજ' એટલે (ટીકાકાર રામાનુજના મત પ્રમાણે) સિન્ધુ નદીની સમીપના પ્રદેશમા થયેલા.]

ગુજરાતીમા પ્રચલિત કેટલાક અશ્વવાચક શબ્દો આ રીતે જોવા જેવા છે 'કેકાણુ' એ બલુચિસ્તાન પાસેનો એક પ્રદેશ જે 'કયકાન' તરીકે ઓળખાતો ત્યાના ઘોડા, 'તોખાર' તે 'તુષાર' પ્રદેશના અર્થાત્ તોખારિસ્તાનના, 'તાજી' એટલે ફારસીમા 'અરબ,' એ ઉપરથી અરબી ઘોડાને પણ 'તાજી' 'તેજી' નામ મળ્યુ. પણ કાળાન્તરે વિશિષ્ટ પ્રદેશના અશ્વને સૂચવતા આ

10 આ વસ્તુનો રસપ્રદ પ્રાસંગિક નિર્દેશ કરતો એક શ્લોક અહીં ટાંકવા જેવો છે રાજશેખરસૂરિના 'પ્રબન્ધકોશ' (જિનવિજયજીની વાચના, પૃ ૧૨૧) અને જિનહર્ષના 'વસ્તુપાલચરિત' (સર્ગ ૭ શ્લો ૩૭૭-૮૪) અનુસાર, મંત્રી વસ્તુપાલ તથા તેનો મિત્ર કવિ અને ગુજરાતના ચૌલુક્ય રાજાઓનો વંશપરંપરાગત પુરોહિત સોમેશ્વર એક વાર ખંભાતના બંદર ઉપર ગયા હતા એ સમયે પરદેશથી આયાત થયેલા ઘોડાઓને વહાણમાંથી ઉતારવામા આવતા હતા વરસાદની ઋતુ હતી અને સમુદ્ર શાન્ત હતો વસ્તુપાલે ઘોડા સામે જોયુ અને નીચેની સમસ્યા મૂકી—

प्रावट्काले पयाराशि कथ गजितवजित ।

(અર્થાત્ વર્ષાઋતુમા સમુદ્ર કેમ ગર્જના કરતો નથી?) ત્યારે સોમેશ્વરે એની પૂર્તિ કરી—

अन्त सुप्तजगन्नाथनिद्राभङ्गभयादिव ॥

(અંદર સૂઈ રહેલા વિષ્ણુની નિદ્રાનો ભંગ થવાના ભયથી)

આથી પ્રસન્ન થઈ વસ્તુપાલે સોમેશ્વરને સોળ ઘોડા ઇનામમા આપ્યા.

નામો અર્થવિસ્તાર પામી ઊંચા તુખમના ઘોડા માટે સામાન્યપણે વપરાવા લાગ્યા

વળી અહીં નોંધવું પ્રસ્તુત થશે કે અલેક્ઝાન્ડ્રિયા વિશ્વવિદ્યાલયમાંથી અને ગ્રીકોના બીજા વિદ્યાકેન્દ્રોમાંથી ગણિત જ્યોતિષાદિ વિદ્યાઓને અન્ય દેશોમાં લઈ જવાનું કેટલુંક શ્રેય આરબોને પણ છે જો કે બીજગણિતમાં ગ્રીકોએ કદી નહિ મેળવેલી નિપુણતા ભારતવાસીઓએ પ્રાપ્ત કરી હતી તથા ગણિતની દશાંશપદ્ધતિની શોધ પણ તેમણે ઈસવી સનના પાંચમા શતક અગાઉ કરી હતી પરન્તુ આરબો દ્વારા જે જ્યોતિષ ભારતમાં આવ્યું એનું પ્રમાણ 'તાજિકસાર,' 'તાજિકનીલકંઠી' જેવા સંસ્કૃત ગ્રન્થોનાં નામ પૂરું પાડે છે ગૌરાન્દ્રનો 'દાયરો,' 'ડાયરો' જેમાં ગ્રામજનો વર્તુલમાં એકત્ર થઈને ગપાટા મારતા હોય એનું મૂળ ભૂમિતિના વર્તુળના અર્થ વ્યક્ત કરતા અરબી 'દાયરહ' શબ્દમાં છે

ફારસી-અરબી સિવાયની બીજી ભાષાઓમાંથી પણ અશ્વવાચક શબ્દો આવ્યા છે ઉપર નિર્દેશેલ અશ્વો ઉપરાંત કેટલાક સંસ્કૃત કોશોમાં 'ખુરશાણ' (ખુરાસાનના) ઘોડાઓનો ઉલ્લેખ છે ભોજદેવના 'યુક્તિકલ્પતરુ' (પૃ ૧૮૨)માં 'ગોજિકાણ' જાતના મધ્યમ ઘોડાઓનો ઉલ્લેખ છે હેમચન્દ્રના 'અભિધાનચિન્તામણિ'માં ઘોડાઓને તેમના રંગ ઉપરથી આપેલા 'દેશીપ્રાય' નામોમાં 'વોરુખાન,' 'ઉકનાહ' 'હલાહ' વગેરે નોંધેલા છે એ બધા શબ્દો સ્પષ્ટ રીતે કોઈ પરદેશી ભાષાના છે જો કે કઈ ભાષાના એ નક્કી થઈ શકતું નથી જૂની ગુજરાતીમાં 'ઘોડાની લાસ,' 'હય લાસ,' 'તુરંગમ તણી લાસ,' એવા પ્રયોગો વાર વાર આવે છે[11] એમાં 'લાસ' શબ્દ 'સમૂહ'વાચક છે પણ કેવળ જાતવંત

11. 'બુદ્ધિપ્રકાશ,' જુલાઈ ઑગસ્ટ ૧૯૪૮માં મારો લેખ 'ઘોડાની લાસ'

ઘોડાઓના સમૂહ માટે જ 'લાસ' શબ્દ વપરાય છે, બીજા કોઈ પ્રાણીઓના સમૂહ માટે નહિ અર્વાચીન ગુજરાતીમાંના પ્રચલિત પ્રયોગોનુ ઉદાહરણ આપીને કહીએ તો જેમ ગાયનુ 'ધણ,' ઘેટા બકરાનું 'વાઘ' અને ભેંસનુ 'ખાડ,' તેમ ઘોડાની 'લાસ' છે 'ભરત બાહુબલિ રાસ' (સ ૧૨૪૧) ના સમયથી ગુજરાતી સાહિત્યમા આ શબ્દ વપરાતો આવ્યો છે એ પૂર્વેના અપભ્ર શ કે પ્રાકૃત સાહિત્યમા એ અથવા એને મળતો કોઈ શબ્દ હજી મારા જોવામા આવ્યો નથી પરન્તુ એમાથી એ શબ્દ મળી આવવાનો પૂરો સભવ છે વિક્રમના તેરમા શતકથી આ તરફના ગુજરાતી સાહિત્યમા એનો પ્રયોગ માલૂમ પડતો નથી આ 'લાસ' શબ્દની વ્યુત્પત્તિ હજી નિશ્ચિત નથી 'કાન્હડદેપ્રબન્ધ'ના સંપાદક શ્રી ડાહ્યાભાઈ દેરાસરીએ એને સ રાશિમાથી સિદ્ધ કરવા પ્રયાસ કર્યો છે અને બીજા એક વિદ્વાને સ लक्ष्मी > लच्छी > लाछि > लास એ ક્રમે એની વ્યુત્પત્તિ સૂચવી છે પરન્તુ એમાથી એકે ય વ્યુત્પત્તિ મને પૂરતી પ્રતીતિજનક લાગતી નથી ફારસી કે અરબીમા ઉપર્યુક્ત અર્થ વ્યક્ત કરતો લાસ અથવા એને મળતો કોઈ શબ્દ નથી એમ એ ભાષાના તજ્જ્ઞોને પૂછતા જણાય છે એટલે ફારસી-અરબી સિવાયની બીજી કોઈ પરદેશી ભાષામાથી એ શબ્દ આવ્યો હશે ઘોડાઓના પરદેશી નામો સાથે અશ્વપાલનના કાર્ય સાથે સબધ ધરાવતા બીજા કેટલાક શબ્દો પણ આ રીતે અહીંની ભાષામા દાખલ થયેલા હોવા જોઈએ માણિક્યસુન્દરસૂરિકૃત 'પૃથ્વીચન્દ્રચરિત્ર' પદ્મનાભકૃત 'કાન્હડદે પ્રબન્ધ,' નીરસિંહકૃત 'ઉષાહરણ' લાવણ્યસમયકૃત 'વિમલપ્રબન્ધ' આદિ જૂના ગુજરાતી કાવ્યોના અશ્વવર્ણનોમાના સખ્યાબધ શબ્દોના અર્થ હજી અસ્પષ્ટ રહ્યા છે એનુ મુખ્ય કારણ આ છે ભારતમા પણ સિન્ધમા અને તેની નજદીકના કચ્છમા ઊંચી જાતના ઘોડાનો ઉછેર મોટા પ્રમાણમા થતો એમા આરબ અને ઈરાની જેવી પ્રજાઓનો વહેલો થયેલો સપર્ક કારણભૂત છે સિન્ધની બ

ચીજો પ્રખ્યાત હતી—ખનિજ મીઠું અને ઘોડા. એ કારણે સંસ્કૃતમાં એ બેયને માટે सैन्धव શબ્દ છે. 'નૈષધીયચરિત'કાર શ્રીહર્ષે એક શ્લિષ્ટ શ્લોકમાં સિન્ધના લશ્કરી ઘોડાઓ (सैन्धवाः) ની રમતોનો ઉલ્લેખ કરવા સાથે સિન્ધમાં એક કાળે વ્યાપક રીતે પ્રચલિત બૌદ્ધ ધર્મના અનુયાયીઓ (सैन्धवाः) નો પણ નિર્દેશ કર્યો છે—

> चमूचरास्तस्य नृपस्य सादिनो
> जिनोक्तिषु श्राद्धतयैव सैन्धवाः ।
> विहारदेशं तमवाप्य मण्डली-
> मकारयन् भूरितुरङ्गमानपि ॥
>
> (સર્ગ ૧, શ્લોક ૭૧)

આ સાથે સ્વાભાવિક રીતે આપણે ગુજરાતી જેવી અર્વાચીન ભારતીય ભાષાઓમાં ફારસી-અરબી શબ્દોના આગમ ઉપર આવીએ છીએ ગુજરાતમાં મુસ્લિમ રાજ્યસત્તાના સ્થાપન સાથે આવા શબ્દોના પ્રવેશને મોટો વેગ મળ્યો એ ખરું, પણ ત્યાર પહેલાં ઘણા સમયથી, ઉપર જણાવ્યું એવાં કારણોએ, આ શબ્દો આપણી ભાષાઓમાં સુપરિચિતતાની રીતિએ વપરાતા થઈ ચૂક્યા હતા. સં ૧૨૪૧ના 'ભરત-બાહુબલિ રાસ'માં 'વખત' અને 'સાબાન' જેવા શબ્દો છે અને સં. ૧૨૯૦ની જિનભદ્રકૃત 'પ્રબન્ધાવલિ'માં 'દરવેશ,' 'મસીતિ', અને 'સુરત્રાણ' જેવા શબ્દો છે ગુજરાતમા મુસ્લિમ રાજસત્તાની સ્થાપના પછી માત્ર અગિયાર વર્ષે, સં. ૧૩૭૧માં રચાયેલા અંબદેવસૂરિકૃત 'સમરારાસ'મા સુલ્તાન અલાઉદ્દીનના સૂબા અલફખાનની સંમતિપૂર્વક શત્રુંજય ઉપરના જૈન મન્દિરોના જીર્ણોદ્ધારનુ વર્ણન હોઈ એમા સંખ્યાબંધ ફારસી-અરબી મૂળના શબ્દો વપરાયા છે.[12] એ પછી ફારસી-અરબી શબ્દોનો બહોળો પ્રયોગ

---

12. એ શબ્દો નીચે પ્રમાણે છે—પાતસાહિ, સુરતાણ, અલપખાનુ, હિંદુ, મીરમલિક, ષાનુખાનુ, ષાનુ, અડદાસિ, દુનિય, હજ, ફુરમાણ, અહિદર, મલિક, ખજમત, સલ્લાર

10

સૌ પહેલાં શ્રીધર વ્યાસકૃત 'રણમલ્લ છંદ' અને પદ્મનાભના 'કાન્હડદેપ્રબન્ધ'માં દેખાય છે. આ બન્ને વીરરસપ્રધાન કાવ્યોમાં મુસ્લિમ સત્તા સાથે રાજપૂત રાજાઓના સંઘર્ષનું નિરૂપણ હોઈ મુખ્યત્વે લશ્કરી પરિભાષાના તેમ જ લશ્કર સાથે સંબંધ ધરાવતી વસ્તુઓને લગતા શબ્દો પુષ્કળ વપરાયા છે, તે ઉપરથી એ અનુમાન થાય છે કે સાહિત્યમાં જેમનો પ્રયોગ એ કાળે મળતો નથી એવા ઘણા ફારસી-અરબી શબ્દો લોકોની બોલાતી ભાષામાં તો પ્રચારમાં હશે જ. એવા શબ્દો સમય જતાં ઘરગથ્થુ વપરાશના બનતા ગયા અને જૂના સંસ્કૃત શબ્દોને એમણે ઘણા દાખલાઓમાં સ્થાનભ્રષ્ટ કરી દીધા એ આપણે જોયું છે (વ્યાખ્યાન ૪). રાજ્યવહીવટના, બાગબગીચા અને હોજને લગતા, ખાન-પાન અને પોશાકને લગતા ઘણા ઇસ્લામી શબ્દો એ કાળે તથા એ પછી આપણી ભાષાઓમાં આવ્યા. હિન્દુપત પાદશાહી ચાલુ રાખવાનો પ્રયત્ન કરનાર પેશવાઓની રાજ્યવહીવટની પરિભાષામાં ફારસી-અરબી શબ્દોનું વૈપુલ્ય એમની પૂર્વે સુપ્રચલિત થઈ ચૂકેલી મોગલોની રાજશાસન-પરિભાષાની અસરથી જ સમજાવી શકાય. 'હિન્દુપત પાદશાહી'માં 'હિન્દુ' અને 'પાદશાહી' એ બન્ને શબ્દો પરદેશી છે એ પણ ધ્યાન ખેંચે એવું છે. ઉર્દૂ ભાષાનો ઉદ્ભવ એ ઐતિહાસિક અસરનું પરિણામ છે 'જ્યાં પાદશાહનો નિવાસ હોય તે શહેર અથવા સ્થળ' એ અર્થમાં 'ઉર્દૂ' શબ્દનો પ્રયોગ અકબરના કેટલાક સિક્કાઓ ઉપર છે. એ શબ્દ તુર્કી વિજેતાઓની સાથે ભારતમાં આવ્યો હતો. મૂળ તુર્કી શબ્દનો અર્થ 'તંબુ, છાવણી અથવા મુકામ' એવો છે. તુર્કી અને મોંગોલ સરદારોના તંબુઓ એ જ એમના દરબારો હતા. મોગલ રાજદરબારો, ભારતીય બની જવા છતાં, એ તુર્કી શબ્દથી જ ઓળખાતા. દરબારી વાતાવરણની અસરમાંથી 'ભારતીય આર્ય બંધારણવાળી અને ફારસી અરબી અને તુર્કી શબ્દભંડોળના વૈપુલ્યવાળી જે એક સંપર્કભાષા

ભારતમાં પેદા થઈ એને ૧૭મી સદીમાં 'ઝબાને ઉર્દૂ' અથવા 'છાવણીની ભાષા' એ નામ આપવામાં આવ્યું. ઐતિહાસિક પરિસ્થિતિની સમગ્ર ભાષા ઉપર થયેલી અસરનાં બીજા કેટલાંક ઉદાહરણ આપી શકાય. વિશિષ્ટ એંગ્લોઇન્ડિયન શબ્દો અને રૂઢિ-પ્રયોગો અંગ્રેજીમાં 'હૉબ્સન-જૉબ્સન' (Hobson-Jobson) નામથી ઓળખાય છે અને એવા પ્રયોગોના કોશ પણ તૈયાર થયા છે.[13] 'હૉબ્સન-જૉબ્સન' એ તાજિયામાં થતા 'યા હુસેન ! યા હુસેન !'ના પોકારોનું બ્રિટિશ સિપાઈઓએ કરેલું રૂપાન્તર છે. એ જ રીતે અમેરિકામાં બોલાતા અંગ્રેજીમાં શબ્દોનો અર્થગત વિકાસ ઇંગ્લેન્ડથી ભિન્ન રીતે થયો છે, અને એ વિષયનું તુલનાત્મક અધ્યયન કરતા ગ્રન્થો લખાયા છે. ઑસ્ટ્રેલિયા અને બીજા સંસ્થાનોમાં પણ અંગ્રેજી જુદી રીતે વિકસ્યું છે. આપણા દેશની વાત કરીએ તો સૈકાઓ પહેલાં દક્ષિણ ભારતમાં જઈને વસેલા સૌરાષ્ટ્રી બ્રાહ્મણોના શબ્દોમા જૂની ગુજરાતીની સ્પષ્ટ અસર જણાય છે;[14] કેમ કે ગુજરાતી ભાષા બોલનાર મુખ્ય સમુદાયથી જુદા પડ્યા પછી તેઓ ગુજરાતમાં ચાલુ રહેલા ભાષાવિકાસથી અસ્પૃષ્ટ રહ્યા, અને જે પ્રદેશમાં પોતે વસ્યા એની ભાષાની અસરો ઝીલ્યા સિવાય રહી શક્યા નહિ. ઉત્તર પ્રદેશમાં જઈને વસેલા ગુજરાતી નાગરો અને મધ્ય પ્રદેશમા વસેલા ખેડાવાળ બ્રાહ્મણોની કે હૈદરાબાદ રાજ્યમા વસેલા પટોળાં વણનાર ગુજરાતી સાળવીઓની ભાષા માટે પણ લગભગ એવું જ કહી શકાય

---

13. જેમ્સ કર્નલ હેનરી યુલ અને એ સી બુર્નેલ, **Hobson-Jobson: being A Glossary of Anglo-Indian Colloquial Words and Phrases.**

14 જુઓ 'પ્રસ્થાન,' વૈશાખ સં ૧૯૮૨ માં શ્રી નગીનદાસ પારેખનો લેખ, 'બૃહદ્ ગુજરાતની એક વિસરે પડેલી પ્રાચીન શાખા' વળી 'મલયધુ' સાપ્તાહિકના સુવર્ણાંકમાં સૌરાષ્ટ્રી બ્રાહ્મણો વિષે શ્રી. રત્નમણિરાવ ભીમરાવનો લેખ

આર્ય ભાષાએ દિગ્વિજય કર્યો ત્યાર પૂર્વે જે પ્રજાઓ અહીં વસતી હતી તેમની ભાષાઓ તથા આર્ય ભાષા અહીં સુસ્થિર બની ચૂકી ત્યાર પછી અહીં જે પ્રજાઓ આવી અને વસી એમની ભાષાઓ કોઈ ને કોઈ સ્વરૂપમાં પોતાની અસરો મૂકી ગઈ છે. જે શબ્દોને આપણે 'દેશ્ય' ગણાવીએ છીએ એટલે કે જેમના મૂલ વિષે આપણું અજ્ઞાન જાહેર કરીએ છીએ તે, આવી પ્રજાઓના ઘણું-ખરું હોય છે. જે ગુજરો ઉપરથી આપણા પ્રાન્તને ગુજરાત નામ મળ્યું અને આપણા ખેડૂત અને કારીગર વર્ગમાં જેમની વસ્તી સારા પ્રમાણમાં છે એમની મૂળ ભાષા કેવી હશે અને એમનું શબ્દભંડોળ ગુજરાતી ભાષામાં કેટલે અંશે સ્વીકારાયું હશે એ ચોક્કસપણે કહેવાનાં સાધનો આપણી પાસે નથી. પણ ખાસ કરીને પશુપાલન, ખેતી અને પશુપક્ષિસૃષ્ટિને લગતા કેટલા યે શબ્દો એમની પાસેથી આવ્યા હશે. ગુજરોની ભાષાના શબ્દોનું એકાદ નાનું સરખું ભંડોળ પણ નિશ્ચિતપણે એકત્ર કરી શકાય એવા પુરાવા જો પ્રાપ્ત થાય તો ભાષા અને ઇતિહાસ બન્ને ઉપર એથી નવો જ પ્રકાશ પડે એમાં સંશય નથી. જે પરદેશી શક પ્રજામાંથી રાજપૂતો થયા તેઓની સાંસ્કારિક પરંપરા પુરાણોના ક્ષત્રિયોથી અનેક રીતે જુદા પ્રકારની છે. આ સંબંધે પુરાણોમાં જેમનો ઉલ્લેખ મળે છે એ 'શાકદ્વિપીય' બ્રાહ્મણોની નોંધ પણ લેવી જોઈએ. શક રાજાઓ પ્રાચીનતર યુગમાં 'શાહિ' (સર૦ 'શાહ') કહેવાતા. ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્તના અલ્હાબાદના સ્તંભલેખના કથન પ્રમાણે, 'દૈવપુત્ર શાહિશાહાનુશાહિ'એ સમુદ્રગુપ્તનું વર્ચસ્ સ્વીકાર્યું હતું. 'દૈવપુત્ર શાહિશાહાનુશાહિ' એ કુશાણ રાજાઓનું વિશિષ્ટ બિરુદ છે અને તે કુશાણ સિક્કાઓ ઉપર અંકિત કરેલું હોય છે. ('શહેનશાહ' આ ઉપરથી આવેલ છે.) જૈન આગમસાહિત્યમાં શકો માટે સાહિ અને સાહિનો પ્રયોગ છે. શકોની જેમ હૂણોની ભાષા માટે પણ કોઈ નોંધપાત્ર સાહિત્યિક પ્રમાણ રહ્યાં નથી, પણ થોડા છૂટાછવાયા ઉલ્લેખો

મળે છે. 'પૃથ્વીચન્દ્રચરિત્ર' (પ્રા. ગુ. કા. સં., પૃ. ૧૨૫) તથા 'કાન્હડદેપ્રબંધ' (૩-૩૮, ૪-૪૪) માં 'હૂણ' જાતિના રાજપૂતનો ઉલ્લેખ છે, ગુજરાતના રબારીઓમાં 'હૂણ' અટક છે, તથા શ્રી. સુન્દરમની 'ગટ્ટી' નવલિકામાં બારૈયા જ્ઞાતિનો એક યુવાન પોતાને સાસરે આવે છે એનુ સ્વાગત એની સાળીઓ 'આશા હોણુ (હૂણુ) આવ્યા ! આશા હોણુ આવ્યા !' એવા શબ્દોથી કરે છે તે ઉપરથી 'હૂણ' જાતિ અહીંની પ્રજામા કેવી રીતે સમાઈ ગઈ હશે એનો કંઈક ખ્યાલ આવે છે.

ઉત્તરોત્તર લંબાતા ઇતિહાસને કારણે સંસ્કૃત કરતાં પણ અર્વાચીન ભારતીય આર્ય ભાષાઓમાં આર્યેતર શબ્દોનું પ્રમાણ વધારે છે. એમાંનું કેટલુંક સંસ્કૃતના વારસા રૂપે છે અને કેટલુંક સ્વતંત્ર રીતે આવેલું છે. ગુજરાતના ઐતિહાસિક ભરૂચ શહેરનું મૂળ સામાન્ય રીતે સંસ્કૃત भृगुकच्छ આપવામાં આવે છે. પણ भृगुकच्छ ઉપરથી વાગ્વ્યાપારના ક્રમે 'ભરૂચ' સિદ્ધ ન થાય. પુરાણાદિમાં—ખાસ કરીને પ્રાચીનતર અંશોમાં—भृगुकच्छ નહિ, પણ मरुकच्छ કે मारुकच्छ રૂપ મળે છે, અને પ્રાકૃત તથા પાલિ સાહિત્યમા मरुअच्छ-भरुअच्छ છે તે मरुकच्छमांથી સ્વાભાવિક ક્રમે વ્યુત્પન્ન થઈ શકે અને એમાંથી ગુજરાતી શબ્દ 'ભરૂચ' આવે આ मरुकच्छ શબ્દ ઑસ્ટ્રો-એશિયાઈ મૂળનો હોવાનું પુરવાર થયું છે[15] સમુદ્ર કિનારાના અને નદીતટના ભીનાશવાળા પ્રદેશ માટે પાલિ અને પ્રાકૃતમા कच्छ શબ્દ છે. જેમાં માલુકાની વેલો હતી એવા એક વિશિષ્ટ ભીના પ્રદેશનું નામ 'જ્ઞાતાધર્મકથા સૂત્ર'માં मालुयाकच्छ આપ્યું છે. ભારતના પશ્ચિમ કિનારે આવેલા 'કચ્છ' પ્રદેશનો પણ એવો અર્થ હોઈ શકે. પાલિ અને પ્રાકૃત कच्छनी વ્યુત્પત્તિ સામાન્ય રીતે સંસ્કૃત कक्षामાથી આપવામાં

15. 'ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક,' ગ્રન્થ ૭, અંક ૪માં ડૉ હસમુખ સાંકળિયાનો લેખ.

આવે છે, પણ ઉપર બતાવ્યું તેમ, એ શબ્દ આર્યેતર હોવો જોઈએ મૂળ શબ્દનું વક્તા એ બનાવી કાઢેલું સંસ્કૃત રૂપ હોય અને 'કાખ'નો અર્થ'. એમાં સાદૃશ્યથી નિષ્પન્ન થયો હોય 'કાછ,' 'કાછડી,' 'કાછોટો' વગેરે શબ્દો પ્રાકૃત રૂપ कच्छ ઉપરથી આવ્યા છે એ તો દેખીતું છે એ જ રીતે વિશિષ્ટ નદીવાચક गंगा શબ્દ મૂળે સામાન્ય નદીવાચક એક ઑસ્ટ્રિક શબ્દમાંથી આવ્યો હોવાનું વિદ્વાનો માને છે ('ભારતીય આર્યભાષા અને હિન્દી,' પૃ. ૫૨-૫૩).

ઘણીખરી અર્વાચીન ભારતીય ભાષાઓમાં 'વીસ'ની સંખ્યા માટે 'કોડી' અથવા 'કુડી' શબ્દ વપરાય છે તે ઑસ્ટ્રો-એશિયાઈ મૂળનો છે એ પ્રો. પ્રિલુસ્કીએ બતાવ્યું છે[16] વીસની સંખ્યાને એકમ ગણવાનું માનવ શરીરની વીસ આંગળીઓ ઉપરથી સૂઝ્યું હશે એમ મનાય છે, પણ વાંસ અને વળીઓ જેવી જંગલની પેદાશ માટે આ ગણત્રી સ્વીકારાયેલી છે એ એનું ઑસ્ટ્રો એશિયાઈ મૂળ સ્વીકારવા માટેનું એક સહાયક પ્રમાણ છે. પતંગમાં વાંસની સળીઓ વપરાય છે માટે એની ગણત્રીમાં પણ 'કોડી'નો એકમ સ્વીકારાયો હશે ?

આપણી ભાષાઓમાં દ્રાવિડી અંશ પ્રમાણ નોંધપાત્ર છે મોહે-ન્જે દડોના વતનીઓ દ્રાવિડ હતા એવો ઘણાખરા તજ્જ્ઞોનો મત છે. જો કે આથી ભિન્ન મત પણ બીજાઓએ આપ્યો છે, પરન્તુ મોહે-ન્જે દડોની લિપિનો શંકારહિત ઉકેલ થાય નહિ ત્યાં સુધી આ પ્રશ્નોનો છેવટનો નિર્ણય થવો સંભવિત નથી. પણ ભારતીય આર્ય અને ભારત ઈરાની બોલીઓની વચ્ચે, બલુચીસ્તાનની સરહદ ઉપર બ્રાહુઈ જેવી દ્રાવિડી ભાષાનો એક નાનકડો ટાપુ આજ સુધી વિદ્યમાન છે એ વસ્તુ માત્ર વાયવ્ય ભારતમાં જ નહિ, પણ અત્યારે દ્રાવિડી

---

16 Pre Aryan and Pre Dravidian in India, Introduction, pp XIII-XIV.

બલુચિસ્તાનની બહાર આવેલા અન્ય પ્રદેશોમા પણ દ્રાવિડ ભાષાના પ્રચારનુ સૂચન કરે છે સંસ્કૃતમા દ્રાવિડ શબ્દોના અસ્તિત્વ વિષે આપણે અગાઉ ચર્ચા કરી છે અર્વાચીન ભારતીય આર્ય ભાષાઓમા તદ્દન સાધારણ વસ્તુઓ કે ભાવો માટેના દ્રાવિડ મૂળના શબ્દોનુ અસ્તિત્વ જોતા ખાસ કરીને શબ્દભંડોળમા દ્રાવિડ તત્ત્વનો કેટલો મહત્ત્વનો ફાળો છે એનો ખ્યાલ આવે છે ભાષાના અંતરંગ ઉપર પણ દ્રાવિડની કેટલીક અસર હોય એમ બને જેમ કે ગુજરાતી મારવાડીમા વિવૃત અને વિવૃત—'ઍ' 'ઑ' ના મૂળ વિષે આધારભૂત નિર્ણય હજી થઈ શક્યો નથી એનો સંબંધ દ્રાવિડ ભાષાઓમાના આ પ્રકારના ઉચ્ચાર સાથે કેટલો એ તપાસવા જેવુ છે

પણ આપણે શબ્દો વિષે વાત કરીએ ગીલ્લીદંડાની રમતમા વપરાતા 'નકટ,' લેણ' આદિ શબ્દો, 'એલચી' તથા 'ઑડ' શબ્દો કન્નડમાથી હોવાનુ શ્રી નરસિંહરાવ દિવેટિયાએ બતાવ્યુ છે[17] આવા શબ્દોની યાદી વધારે મોટી થઈ શકે એમ છે 'ઘોડા'ના દ્રાવિડી મૂળ વિષે આપણે ત્રીજા વ્યાખ્યાનમા ચર્ચા કરી છે 'બાવનાચંદન' કે 'બાવનચંદન' શબ્દ ખાસ કરીને જૂના ગુજરાતી સાહિત્યમા વપરાય છે[18] એની વ્યુત્પત્તિ ગુજરાત વિદ્યાપીઠના 'સાર્થ'

---

17 'ગુજરાતી ભાષા અને સાહિત્ય (વિલ્સન ફાઈલૉલૉજિકલ લેક્ચર્સ) ભાગ ૧, પૃ ૫૬૭

18 ઉદાહરણ તરીકે જુઓ—

(૧) જિસિઉ બાવનુ ચંદન, હસ્યા જીહના સીતલ મન હસ્યા મહીયલ સજ્જન

—'પૃથ્વીચંદ્રચરિત (પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ' પૃ ૧૨૭)

(૨) તે ઘોડા અંગોહળિ સ્નાન કરાવ્ય તેહ તણી સરિ કમલપૂજા કીધી તેહ તણી પૂઠિ બાવના ચંદન હાથા દીધા

—'કાન્હડદેપ્રબન્ધ' ૨જી આવૃત્તિ પૃ ૧૧૫

જોડણીકોશ'ની ચોથી આવૃત્તિમાં पावन (સં.) + चदन (સં.) એ રીતે આપવામાં આવી છે એ યોગ્ય નથી. 'બાવના ચંદન' એવો અનુવાદ-સમાસ (Translation-compound) છે, જેમાં એક-જ અર્થના, વિભિન્ન ભાષામાંથી આવેલા બે શબ્દો વપરાયા છે. 'બાવન' કન્નડ શબ્દ છે અને એનો અર્થ 'ચંદન' થાય છે. 'ઝંડા-નિશાન,' 'વકીલ-બૅરિસ્ટર,' 'કોર્ટ-કચેરી' વગેરે આ પ્રકારના સમાસો તરફ ત્રીજા વ્યાખ્યાનમાં ધ્યાન દોરેલું છે. 'સગડ' (કેડી, પગવાટ) નો પ્રયોગ સૌરાષ્ટ્રની બોલીમાં થાય છે, પણ કન્નડમાં 'સગ્ગર' શબ્દ એ જ અર્થમાં છે. 'ગુંડા'નો અર્થ ત્યાં પથ્થર છે, તે ઉપરથી જમીનનો અમુક ટુકડો (જેમાં પથ્થરનાં નિશાનથી સીમા બાંધી હોય) એવો અર્થફેર થઈ 'ગુંઠા' શબ્દ આવ્યો લાગે છે. 'ઓલગ' (સેવા) અને 'ઓલગણો' (સેવક) એ શબ્દો જૂની ગુજરાતીમાં વ્યાપક છે. અર્વાચીન ગુજરાતીમાં 'ઓળગ' શબ્દ એ જ અર્થમાં છે, પણ 'ઓળગાણો'નો અર્થ 'ભંગી' થાય છે. એની વ્યુત્પત્તિ શરૂઆતમાં આપણા કેટલાક વિદ્વાનો अवलग्न ઉપરથી સિદ્ધ કરવાનો દૂરાકૃષ્ટ પ્રયત્ન કરતા હતા; એ શબ્દ પણ કન્નડમાં 'ઊળિગ' સ્વરૂપે છે તથા 'ઓલગ,' 'વોળગ,' 'વોળગવટ,' 'ઉલિગ' એવાં વિભિન્ન રૂપે પ્રાચીન મરાઠીમાં હોવાનું જણાયું છે. 'કેળવવું,' 'કેળવણી' શબ્દનું મૂળ સંસ્કૃત કે પ્રાકૃતમાં જણાતું નથી; જો કે 'મિલવણી કરવી' એ અર્થમાં 'કેલવ' ક્રિયા-પદનાં રૂપો જૂની ગુજરાતીમાં વ્યાપક પ્રચારમાં છે. 'કેળે' ક્રિયાપદ 'કાળજી લેવી' એ અર્થમાં કન્નડમાં છે 'ગુડી' શબ્દ જૂની ગુજરાતીમાં

---

(૩) બાવનચંદન પડકી ચહિં, નગરિ બાહિરિ નદી જિહા વહિ
—મતિસારકૃત 'કર્પૂરમંજરી,' પંક્તિ ૩૮૮.

(૪) બાવના ચંદનની બહેક આગળ, કહો શોભે કરીર ?
કહું નીર નવાણનું, જહાં રસ કૂપિકાનુ નીર ?
—'અભેગીતા,' કડવું ૨, કડી ૫.

‘પતાકા’ના અર્થમાં ઢુર ઢુર વપરાયો છે, એને પણ સાધારણતયા દેશ્ય ગણવામાં આવે છે. પણ ‘ગુડિ’ શબ્દ કન્નડમાં આ જ અર્થમાં છે. ચૈત્ર સુદિ પડવોને ‘ગૂડી પડવો’ કહેવામાં આવે છે. એ દિવસે ઘરને આંગણે પતાકાઓ બંધાતી. ચૈત્રી વર્ષારંભોત્સવની સાથે આ શબ્દ પણ દક્ષિણ ભારતમાંથી આવ્યો. શંખની કોડીના અર્થમાં ‘ખોડ્ડિઅ’ કે ‘ખોડિ’ શબ્દ અપભ્રંશમાં તથા જૂની ગુજરાતીમાં છે, એ પણ દ્રાવિડી મૂળનો હોઈ કન્નડમાં છે. શેરડીનો રસ કાઢવાને ‘કોલુ’ પ્રાકૃતમાં कोल्हुअ રૂપે છે; સંસ્કૃતમાં એ નથી એટલે દેશ્ય ગણાય. કન્નડમાં ‘કોલ્લુ’ શબ્દ હોઈ એનો અર્થ ‘લાકડું’ થાય છે. [illegible] એ યંત્ર લાકડાનું જ બનતુ, એટલે અર્થસંકોચની પ્રક્રિયાએ શેરડીનો રસ કાઢવાના લાકડા માટે આ શબ્દ રૂઢ થયો. પ્રાકૃત [illegible] શબ્દ ‘નગરરક્ષક,’ ‘કોટવાલ’ના અર્થમાં છે, પણ એ [illegible] સંસ્કૃતમાં મળતુ નથી. જો કે જૈન સંસ્કૃતમાં પ્રાકૃત [illegible] આ तलवर શબ્દ પ્રયોજાયો છે ખરો. જૂની ગુજરાતીમાં [illegible] અર્થમાં ‘તલાર’ એવા રૂપે મળે છે કન્નડ અને [illegible] શબ્દ છે અને એમાથી તે જૂની મરાઠીમાં ‘તરાળ’ [illegible] છે, જ્યાં એનો અર્થ ‘પહેરેગીર’ થાય છે. [illegible]

આજે પણ 'તલવર' અટક તરીકે જોવામાં આવે છે 'પૂરણાચી પોળી આણિ તૂપાચી હોળી' એ મરાઠી કહેવતમાંના 'તૂપ' શબ્દનો અર્થ 'ઘી' છે; 'તૂપ' શબ્દ ક્વચિત્ ગુજરાતીમાં પણ પ્રયોજાય છે; તેલુગુમાં 'તૂપ્પ' શબ્દનો આ જ અર્થ છે. 'સુન્દર'ના અર્થમાં જૂની ગુજરાતીમાં વપરાતો 'અલવેસર' શબ્દ 'અલવ' અને 'ઈશ્વર' એ બે અંગોનો બન્યો છે. જૂની દ્રાવિડ ભાષામાં 'અળવ' અને 'અડવ' એ સુન્દરતાવાચક શબ્દો હતા એમ બતાવાયું છે. અલક, અલકા, અલઙ્કાર વગેરે સુન્દરતાવાચક સંસ્કૃત શબ્દો એ દ્રાવિડી વાચકો સાથે સંબંધ ધરાવે છે. જૂની ગુજરાતીમાં જ્યાં 'અલવઈં,' 'અલવિ' જેવા પ્રયોગો આવે છે[20] ત્યાં તેમનો અર્થ 'હળવે' નહિ પણ 'સહજપણે, લીલાપૂર્વક, સુન્દરતાપૂર્વક' એવો છે 'અલવેસર'માંનું 'અલવ' અંગ અહીં રજૂ થાય છે જૂની ગુજરાતી 'હલુઅઈ' માંથી અર્વાચીન

---

20 ઉદાહરણ તરીકે જુઓ—

(૧) અલવિઈં અસ બાહુ બે વઈ

—'પૃથ્વીચન્દ્રચરિત્ર' (પ્રા. ગુ. કા. સં., પૃ. ૧૩૫)

(૨) અલવિહિં લોચન મીંચઈ લિંચઈ રે લિહિ એકિ;
એકિ હાથઈ પિયુ કમલિ રે રમલિ કરઈ જલ કેલિ.

—'વસંતવિલાસ,' કડી ૬૯

(૩) મિહં અલવઈ ઉપાડ્યો કૈલાસ, લંકા લગઈ ન ખાંડ્યા સાસ

—શ્રીધરકૃત 'રાવણમંદોદરી સંવાદ' (સાળંગ કડી ૭૨૫)

(૪) બે સ્વામિક અલવિ કુમાર, સ્વામી પ્રેમ ધરઇ અપાર

—મતિસાર,ન 'કર્પૂરમંજરી,' પંક્તિ ૨૪૩

(૫) મુખડે તે મધુર બોલની, અલવે ગયૂં મોરૂં અંગ;
ધરમીનીને પ્રેમ ધરીઓ, ભાવા તે મન મોર ન.

—નરસિંહ મહેતા કૃત 'ચાતુરીઓ', ચાતુરી પમી

(ચેતનસ્તા ત્રિવેદીની વાચના, પૃ. ૧૫)

ગુજરાતી 'હળવે' આવેલ છે અને તે 'અલવઇ'થી ભિન્ન છે સંસ્કૃત નાગવલ્લી ગુજરાતીમાં 'નાગરવેલ' બને છે 'નાગર' એ 'નાગ'ના કન્નડ બહુવચન 'નાગરુ'નું પષ્ઠી વિભક્તિનું રૂપ છે, એટલે 'નાગરવેલ' રૂપ નિષ્પન્ન થવામાં કન્નડ અસરની સંભાવના છે આવાં બીજા પણ ઉદાહરણ આપી શકાય એમ છે,[21] પણ કથનની સ્પષ્ટતા માટે આટલાં પૂરતાં થઈ પડશે ગુજરાતી ભાષાના શબ્દભંડોળમાં બીજી દ્રાવિડી ભાષાઓને મુકાબલે કન્નડ શબ્દો કંઈક વિશેષ છે એનાં ઐતિહાસિક કારણો છે પુલકેશી બીજા (સાતમા સૈકા) જેવા કર્ણાટકના ચૌલુક્ય રાજાઓનું દક્ષિણ ગુજરાત ઉપર આધિપત્ય હતું કર્ણાટકના રાષ્ટ્રકૂટોએ દક્ષિણ ગુજરાતમાં એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું વિક્રમના નવમા સૈકા પહેલાં કર્ણાટક અંતર્ગત પુન્નાટનો એક દિગંબર સાધુસમુદાય સૌરાષ્ટ્રમાં ખાસ કરીને વઢવાણ આસપાસના પ્રદેશમાં સ્થિર થયો હતો અને પોતાના મૂળ સ્થાન ઉપરથી પુન્નાટ સંઘ તરીકે ઓળખાતો હતો એ સંઘના આચાર્ય હરિષેણે વઢવાણમાં સં ૯૮૮ માં 'બૃહત્કથાકોશ' નામે સંસ્કૃત કથાગ્રન્થ રચેલો છે એની યે પહેલાં, સં ૮૩૯ માં દિગંબર આચાર્ય જિનસેનનું 'હરિવંશપુરાણ' વઢવાણમાં રચાયેલું છે[22] આ સિવાય પણ ગુજરાતમાં દિગંબરોની કેટલીક સાહિત્યરચનાઓ થયેલી છે કર્ણાટક એ દિગંબર જૈનોનું કેન્દ્રસ્થાન હતો અને ગુજરાત તથા કર્ણાટકનો રાજકીય અને ધાર્મિક સંપર્ક સાથોસાથ વિકસ્યો હશે ગુજરાતના જ્યેષ્ઠીમલ્લ બ્રાહ્મણો અને તેમનું મલ્લયુદ્ધ એ ગુજરાતે કર્ણાટકને

---

21 જુઓ સાતમી પ્રાચ્યવિદ્યા પરિષદમાં Words from Jñānesvari એ નિબંધ

22 સૌરાષ્ટ્ર ઇતિહાસ પરિષદ પ્રથમ અધિવેશન જૂનાગઢમાં રજૂ થયેલો મારો નિબંધ 'વઢવાણમાં રચાયેલા બે દિગંબર જૈન ગ્રન્થો (મુદ્રિત 'પ્રજાબંધુ' તા ૧૯મી નવેમ્બર ૧૯૫૦)

કરેલું એક લાક્ષણિક પ્રદાન છે.[૨૭] સં. ૧૧૮૫ આસપાસમાં, અત્યારના હૈદરાબાદ રાજ્યમા આવેલ કલ્યાણીના ચૌલુક્ય રાજા સોમેશ્વર ત્રીજાએ રચેલા સર્વસંગ્રહાત્મક સંસ્કૃત ગ્રન્થ 'માનસોલ્લાસ'ના 'મલ્લવિનોદ' વિષેના પ્રકરણમાં જ્યેષ્ઠીમલ્લોનો વિગતથી ઉલ્લેખ છે, એટલું જ નહિ પણ 'મલ્લવિનોદ'માં તમામ પરિભાષા તથા વિષયના નિરૂપણની પદ્ધતિ ગુજરાતમાં જ રચાયેલા 'મલ્લપુરાણ'ને બરાબર મળતી છે. સિદ્ધરાજ જયસિંહની માતા મયણલ્લા કર્ણાટકની હતી, એટલે એ સમયમાં ગુજરાત અને કર્ણાટક વચ્ચે કેટલોક સંસ્કાર-વિનિમય થયો હશે. એ સમયે ભાષાગત સંપર્ક પણ થયો હોવો જોઈએ. દ્રાવિડી ભાષાઓમાં સંસ્કૃતોત્થ શબ્દભંડોળની પ્રચુરતા છે, પણ નવ્ય ભારતીય આર્ય ભાષાઓની દ્રાવિડ ભાષાઓ ઉપર શી અસર છે એ મુદ્દો તથા એ ભાષાઓ ઉપર દ્રાવિડ ભાષાઓની શી અસર છે એ સંશોધનને પાત્ર બહુ મહત્ત્વનો વિષય છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી તો દ્રાવિડ ભાષાઓનો અભ્યાસ સવિશેષ અગત્યનો બન્યો છે, અને આપણાં વિશ્વવિદ્યાલયોમાં એને વાજબી સ્થાન આપવું ઘટે છે. આપણા સાંસ્કૃતિક ઇતિહાસનાં અનેક રહસ્યોની ભાળ એમાંથી મળવા સંભવ છે.

પ્રાચીન, માધ્યમિક અને નવ્ય ભારતીય આર્ય ભાષાઓ ઉપર આર્યેતર અસરો અને એના સાંસ્કૃતિક અર્થદર્શન વિષે આમ થોડીક ચર્ચા કર્યા પછી આર્ય ભાષાના શબ્દોના અર્થસંક્રાન્તિગત વિકાસ ઇતિહાસ અને સંસ્કૃતિના અભ્યાસ માટે કેટલો ઉપયોગી છે એ કેટલાંક ઉદાહરણોને આધારે જોઈએ. આ પ્રકારના સંખ્યાબંધ શબ્દો વિષે અગાઉનાં વ્યાખ્યાનોમાં પણ આપણે યથાપ્રસંગ ચર્ચા કરી છે.

ग्राम શબ્દ √गम् 'જવું' ઉપરથી આવેલો હોઈ મૂળે 'ભ્રમણશીલ ટોળી'નો અર્થ વ્યક્ત કરે છે, પણ જે ભ્રમણશીલ માનવસમૂહ હતો

૨૭. જુઓ 'જ્યેષ્ઠીમલ્લ જ્ઞાતિ અને મલ્લપુરાણ' એ મારી પુસ્તિકા.

તે એક સ્થળે વસીને સ્થિતિશીલ બન્યો એટલે ગ્રામનો 'ગામ-ગામડું' એ અર્થ વિકસ્યો. સંગ્રામ એટલે જ્યાં અનેક ટોળીઓ એકત્ર થાય તે. આવી રીતે એકત્ર થવાના પ્રસંગો મોટે ભાગે યુદ્ધ અંગે જ આવે; આથી સગ્રામ એટલે 'યુદ્ધ.' વેદમાં उष्ट्र શબ્દ 'ભેંસ' અથવા 'જંગલી પાડા'ના અર્થમાં છે, પણ પાછળથી તે 'ઊંટ'ના અર્થમાં પ્રચલિત થયો એ બતાવે છે કે પહેલાં આર્યો જે પ્રદેશમાં વસતા ત્યાં ઊંટ નહોતાં. सिन्धु એટલે 'મોટી નદી'; આથી સાત નદીઓનો પ્રદેશ सप्तसिन्धु નામે ઓળખાયો. એક વિશિષ્ટ મહાનદી—सिन्धु જે પ્રદેશમાંથી વહે છે તે सिन्धु. એ શબ્દનું પરદેશીઓએ हिन्द કર્યું અને सिन्धुનું हिन्दु થયું. આ દેશ માટે हिन्दुकदेश એવો શબ્દપ્રયોગ અત્રત્ય સાહિત્યમાં સૌથી જૂનો સાતમા સૈકા આસપાસમાં રચાયેલી 'નિશીથચૂર્ણિ'માંથી ઉપલબ્ધ થયેલો છે ('જૈન આગમસાહિત્યમાં ગુજરાત,' પૃ. ૨૧૮). ઈરાનમાં 'હિન્દ'નો અર્થ 'કાળો' થતો અને ભૂમિતિમાં ભારતવાસીઓના નૈપુણ્યને કારણે ભૂમિતિના શાસ્ત્રને 'હિન્દશા' કહેતા. પ્રારંભિક મુસ્લિમ વિજેતાઓ ભારતમાંથી ગુલામો પકડી જતા, અને એ કારણે 'હિન્દુ'નો અર્થ 'ગુલામ' કરતા. અંગ્રેજીમાં Slaveનો અર્થ ગુલામ છે, કેમ કે એક કાળે સ્લાવ પ્રજામાંથી ટ્યૂટોનિક વિજેતાઓ ગુલામો પકડતા. તરબુચ આ દેશનું ફળ હોવાથી ફારસીમા એને 'હિન્દવાના' કહે છે, અને તે ઉપરથી એ શબ્દ પાછો હિન્દીમા પણ એ જ સ્વરૂપે આવ્યો છે.

પ્રાકૃતમાં મામાની દીકરી માટે मेहुणया (સં. मैथुनिका) શબ્દ છે[૨૫] તે મામાની પુત્રી સાથે ફોઈના પુત્રનો વિવાહ થઈ શકતો એટલું

---

૨૫. उवारुहतनवजोव्वणस्स से अम्मापिऊहिं कुलसीलसरिसाणुरूवा तम्मि चेव नयरे धणवसुस्स सत्थवाहस्स भज्जा धणदत्ताए धूया निययमेहुणया जसमती नाम दारिया सिरि विव पउमरहिया, सिरीस-माणवेसा । तीसे सह कल्लाण से वत्त । 'વસુદેવ-હિંડી' (મૂલ), પૃ. ૨૭.

જ નહિ પણ એવા વિવાહને પ્રથમ પસંદગી આપવામાં આવતી એનો સૂચક છે. સૌરાષ્ટ્રના કાઠીઓમાં વહુ પોતાની સાસુને 'ફોઈ' કહીને સંબોધે એ રિવાજ હજી ચાલુ છે. ભાઈ પોતાની પુત્રીનું લગ્ન બહેનના પુત્ર સાથે ન કરે તો બહેન એનાથી રિસાય એવાં વર્ણનો કેટલીક જૂની કથાઓમાં મળે છે. મામા-ફોઈનાં સંતાનોના લગ્ન પ્રાચીન કાળે ખાસ કરીને ક્ષત્રિયો અને વૈશ્યોમાં વ્યાપક હતાં અને આજે પણ ભારતમાં જુદે જુદે સ્થળે એ પ્રથાના અવશેષો મળે છે.[25]

'પાકશાસ્ત્ર'ના અર્થવાચક અનેક પર્યાયો સંસ્કૃતમાં છે, પણ પ્રાકૃતમાં એનો એક પર્યાય પોરાગમ (સં. પૌરાગમ 'નાગરિકનું' શાસ્ત્ર') છે; એ શબ્દ અર્થસંકોચનું સારું ઉદાહરણ હોવા સાથે રસોઈની કળાની શાસ્ત્રીય ખિલવણીનો દ્યોતક બની રહે છે. 'વસુદેવ-હિંડી'માં પોરાગમનાં અનેક ઉલ્લેખો છે ('વસુદેવ-હિંડી,' અનુવાદ, ઉપોદ્ઘાત, પૃ. ૩૬) એમાં એક સ્થળે તો સ્પષ્ટ કહ્યું છે: "પછી અમે વિદેશમાં પોરાગમ શીખીને, પછી 'પોરાગમ ચિકિત્સાશાસ્ત્રને અધીન છે' એમ વિચારીને ચિકિત્સાશાસ્ત્ર શીખ્યા" (અનુવાદ, પૃ. ૨૭૪) આ સંબંધમાં એ નોંધવું રસપ્રદ થશે કે દક્ષિણ ભારતના એક પ્રાચીન શિલાલેખમાં જણાવ્યા પ્રમાણે, ત્યાનગુંડુ અગ્રહારમાં વૈદક, ભૂતવિદ્યા, કાવ્ય, શસ્ત્રવિદ્યા અને કર્મકાંડ શિખવનારા

---

25. સદ્ગત ઝવેરચંદ મેઘાણીએ એક વાર રૂબરૂ વાતચીતમાં સંભળાવેલા ખારવાઓના એક લોકગીતમાં નાયિકા પોતાના માલિયા નામે પતિનો નિર્દેશ 'મામાના માલિયા' તરીકે કરે છે. જેમ કે—

> વહાણે ચઢ્યો. વહાણે ચઢ્યો,
> મારો મામાનો માલિયો વહાણે ચઢ્યો.
> * * *
> છોડી મેલો છોડી મેલો,
> મારા મામાના માલિયાને છોડી મેલો, ઇત્યાદિ.

આચાર્યો ઉપરાંત પાકશાસ્ત્રના પણ આચાર્યો હતા (એલ. રાઇસ: Mysore Inscriptions, p.197). અર્થાત્ પૌરાગમ શબ્દ સૂચવે છે તેમ, રસોઈની કળાને સાચા અર્થમાં 'આગમ'ની પદવી મળી હતી

કુમારામાત્ય એ ગુપ્ત કાળના એક વહીવટી અમલદારની પદવી છે. સમુદ્રગુપ્તના અલ્લાહાબાદના સ્તંભલેખનો કર્તા હરિષેણ એ સમ્રાટનો સાધિવિગ્રહિક અને મહાદંડનાયક હોવા ઉપરાંત કુમારામાત્ય પણ હતો. રાજકુમાર હોવા સાથે જે અમાત્યપદવી પણ સંભાળતો હોય—જેમ કે 'કુમાર કારભારી'—એવો એનો વ્યુત્પત્તિગત અર્થ થાય. કુમારામાત્યના અર્થ વિષે પુરાતત્ત્વવિદોએ ઘણી ચર્ચા કરી છે, અને દરેક દાખલામાં કુમારામાત્ય રાજકુટુંબનો સભ્ય હોવો જોઈએ એવું નથી એ પ્રકારનો સાધારણ મત છે. પણ જૈન સૂત્રોની ટીકાચૂર્ણિઓએ નિશ્ચિતપણે એ પુરવાર કરી આપ્યું છે એમાં કુમારામચ્ચ (સં. કુમારામાત્ય) શબ્દ મુલકી ખાતાના અધિકારીઓ માટે છે અને એમાં રાજકુટુંબનો સંબંધ ક્યાંય આવતો નથી. એક કાળે રાજકુમારોને કારોબારના અનુભવ માટે જવાબદારીભર્યા ઓદ્ધાઓ ઉપર મૂકવાનું શરૂ થયું હશે ત્યારથી આ શબ્દ પ્રચલિત થયો હશે, પણ ત્યાર પછી તે ઓદ્ધા ઉપર આવનાર ગમે તે માણસ માટે એ પ્રચારમાં આવ્યો. રાજ્યવ્યવહારની આપણી પ્રાચીન પરિભાષાના અનેક શબ્દોના અર્થો સમજવામાં બૌદ્ધ અને જૈન સાહિત્ય ખૂબ સહાયભૂત થાય છે કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'ની શોધ અને પ્રકાશન સાથે અનેક નવા સંસ્કૃત શબ્દો જાણવામાં આવ્યા, પણ એ શબ્દોના વાસ્તવિક, સમસામયિક અર્થો જે તત્કાલીન સમાજસ્થિતિમાંથી ઉદ્ભૂત થયેલા છે તે સમકાલીન જૈન અને બૌદ્ધ સાહિત્યમાંના એ પ્રકારના પ્રયોગોની સહાય વિના સમજવાનું મુશ્કેલ છે. એ શબ્દો સાહિત્યિક સંસ્કૃતમાં જવલ્લે જ મળે છે. એમનાં પાલિ અને પ્રાકૃત રૂપો સામાજિક ઉપરાંત ભાષાકીય સન્દર્ભમાં એમને સમજવામાં ઉપયોગી થાય છે.

। શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ માટે 'શુદિ' અને 'વદિ' શબ્દો કેવળ વ્યાકરણ કે વ્યુત્પત્તિને આધારે સમજાવી શકાય એવા નથી. શુદ્ધદિને અને વ(બ)હુલદિને એ પ્રયોગોના જૂના લેખોમાં શુ દિ. અને વ.દિ. એવા સંક્ષેપો થાય છે. એ સંક્ષેપો જ જાણે સ્વતંત્ર શબ્દો હોય એમ અહીં પ્રયોજાયેલ છે. અર્વાચીન કાળમાં ખાસ કરીને અંગ્રેજીમાં કેટલા યે સંક્ષેપો સ્વતંત્ર શબ્દોની જેમ વપરાય છે, એટલે આમાં કંઈ આશ્ચર્યજનક નથી, પણ લિખિત ભાષાની બોલાતી ભાષા ઉપર થતી અસરની દૃષ્ટિએ આવા પ્રયોગો નોંધપાત્ર છે.

ગુજરાતના ઇતિહાસમાંથી એકબે ઉદાહરણ લઈએ. શિલાલેખો આદિમાં રાજા સિદ્ધરાજ જયસિંહનાં બિરુદોમાં એક 'ત્રિભુવનગંડ' છે. એમાંના 'ગંડ'ના અર્થ વિષે એક કાળે વિદ્વાનો મુંઝવણમાં પડી ગયા હતા. 'ગંડ'નો એક અર્થ 'ગુમડું' થાય; એ અર્થ કેટલાકે સ્વીકાર્યો હતો અને 'ત્રિભુવનગંડ' એટલે ત્રિભુવનને ગુમડાની જેમ પીડા આપનાર એમ ગણ્યું હતું. પણ પ્રાકૃતમાં ગંડનો એક અર્થ 'કોટવાલ અથવા રક્ષક' છે, અને તે જ અહીં બંધ બેસે છે. ચૌલુક્ય રાજ્યકાળમાં સોમનાથ એ ભારતનું પ્રધાન શૈવ તીર્થ હતું અને સોમનાથના મન્દિરના આચાર્યો 'ગંડ' અર્થાત્ તીર્થના રક્ષક કહેવાતા, એ ઐતિહાસિક પરિસ્થિતિનો વિચાર કરીએ ત્યારે તો 'ત્રિભુવનગંડ'ના અર્થ વિષે કશી શંકા રહેલી નથી. જો કે આ 'ગંડ' શબ્દ આર્યેતર મૂળનો હોવાની સંભાવના રહે છે.

યાત્રા એટલે તીર્થગમન, અને તે ઉપરથી તીર્થના અધિષ્ઠાયક દેવ સાથે જોડાયેલો ઉત્સવ. મધ્યકાલીન ગુજરાતમાં સંસ્કૃત નાટકો દેવમન્દિરોમાં યાત્રામહોત્સવ પ્રસંગે ભજવાતાં. બંગાળીમાં લોકનાટ્યને 'જાત્રા' કહે છે, તે આ સાથે સરખાવી શકાય. જૂની ગુજરાતીમાં ભવાઈને 'યાત્ર' કે 'જાત્ર' કહે છે, અને અર્વાચીન ગુજરાતીમાં 'ચાચર ત્યાં જાતર' જેવા પ્રયોગોમાં એ અર્થ બરાબર

જળવાઈ રહ્યો છે. ખાસ કરીને નાયક જ્ઞાતિમાં લોકો સારે પ્રસંગે 'માતાની જાતર' માને છે. એને મળતા શબ્દો 'પેખણું,' 'નાટારંભ,' 'નાટિક,' 'ઊસર'[26] (સં. अवसर=નૃત્યસમારંભ), 'કૌતુક,' 'કૌતુકી,' આદિ છે. જૂના ગુજરાતી સાહિત્યમાંથી એ સર્વના પ્રયોગો એકત્ર કરી, કાલાનુક્રમે એમનો અભ્યાસ કરવામાં આવે તો ગુજરાતના લોકનાટ્ય વિષે ઘણું જાણવાનું મળે. 'ગુણી જન' શબ્દ જેનો મૂળ અર્થ 'ગુણવાન' છે તે 'કલાવંત' કે 'કલાકોવિદ'ના અર્થમાં વપરાતો થયો એ સમાજના ચોક્કસ વર્ગની રુચિનું દ્યોતક છે.

'સરસ્વતી' માટે 'કાશ્મીરમુખમંડણી' પ્રયોગ જૂના ગુજરાતી સાહિત્યમાં અનેક સ્થળે છે,[27] તે મધ્યકાલીન ગુજરાત અને કાશ્મીરના

---

26. ઉદાહરણ તરીકે જુઓ—

(૧) ભરહ છ દિ ભુંગલ ભરહરિ, અબલા ઊભી **ઊસર** કરઇ.
—વીરસિંહકૃત 'ઉષાહરણ,' પંક્તિ ૭૫

(૨) પડિ ધરાતલિ, **ઊસરુ** ભાણુ, રેસિ ચડિઉ ચહૂઆણ.
—પદ્મનાભકૃત 'કાન્હડદેપ્રબન્ધ,' ખડ ૨, કડી ૧૨૧

(નર્તકીને બાણ વાગતાં સાંતલસિંહનો નૃત્યસમારંભ તૂટી પડે છે, એ પ્રસંગના વર્ણનમાં)

27. ઉદાહરણ તરીકે જુઓ—

(૧) દરિ કમલાં ભમરા ભમઇ, **કાસમીરાંમુહમંડણ** માઇ.
—નાલ્હકૃત 'વીસલદેવ રાસો,' કડી ૭

(૨) સારદ તૂઠિ બ્રહ્મકુમારી, **કાસમીરાં મુખમંડણી.**
—એ જ, કડી ૯

(૩) **કાસમીરમુખમંડણ** માડી, તૂ સમી ન જગિ કોઇ બિરાડી.
—શાલિસૂરિ-ત 'વિરાટ પર્વ,' કડી ૧

(૪) **કાસમીર-મુખમંડણી** (હંસગમણી) સરસતિ સામિણી,
—અસાઇતકૃત 'હંસાઉલિ,' કડી ૧

સાંસ્કારિક સંબંધનો સૂચક છે.[28] કાશ્મીર શારદાદેશ તરીકે ઓળખાતો અને કાશ્મીરની પ્રાચીન લિપિ પણ શારદાલિપિ કહેવાય છે. કાશ્મીરમાં પ્રવરપુર પાસે દેવી સરસ્વતીનું ભવન હતું, ત્યાં એક વિશાળ પુસ્તકાલય હતું, અનેક પ્રકાંડ પંડિતો અને કવિઓનું એક પરીક્ષકમંડળ ત્યાં બેસતું અને ભારતવર્ષના સંસ્કૃત સાહિત્યકારો એ પરીક્ષકમંડળ પાસે પોતાના ગ્રન્થો માટે સંમતિની મહોર મેળવવામાં કૃતકૃત્યતા માનતા. સંસ્કૃત પંચમહાકાવ્યો પૈકી 'નૈષધીયચરિત'ના કર્તા શ્રીહર્ષે કાશ્મીરના શારદાપીઠમાં વિરાજતી દેવી શારદા તથા કાશ્મીરી પંડિતો પાસે પોતાના મહાકાવ્ય માટે અભિપ્રાય મેળવવા સારુ કેટલી મહેનત ઉઠાવી હતી એની શ્રુતપરંપરા પંદરમા શતકના પ્રારંભમાં થયેલા ગુજરાતી પ્રબન્ધકાર રાજશેખરસૂરિએ પોતાના 'પ્રબંધકોશ' અથવા 'ચતુર્વિંશતિપ્રબંધ'માં વિગતથી આપી છે. ચૌલુક્યયુગમાં ગુજરાત અને કાશ્મીર વચ્ચે જીવતો સંપર્ક

---

(૫) **કાસમીરપોરવાસની,** વિદ્યા તણી નિધાન !
સેવક કર જોડી કહઇ, આપક વિદ્યાદાન.
—નરપતિકૃત 'પંચદંડની વાર્તા,' આદેશ ૧, કડી ૮

(૬) સરસતી સામિણ્ પય નમી, માગુ ઉચિત પસાય;
**કાસમીરમુખમંડણી,** વાંણી દિઉ મઝ માય.
—દેવશીલકૃત 'વેતાલપચીશી,' કડી ૧

(૭) **કાસમીરમુખમંડણી** બ્રહ્મપુત્રિ કરિ વીણ ગોહઇ.
—કુશલલાભ કૃત 'માધવાનલ ચોપાઇ,' કડી ૧

(૮) **કાસમીરનિવાસિની** સરસતી સમરું માત.
—મતિસાર કૃત 'કર્પૂરમંજરી,' પંક્તિ ૬

28. જુઓ અધ્યાપક રસિકલાલ છો. પરીખ-સંપાદિત હેમચન્દ્રકૃત 'કાવ્યાનુશાસન,' અંગ્રેજી પ્રસ્તાવના, પૃ. ૨૫૩. 'સંસ્કૃતિ,' ફેબ્રુઆરી ૧૯૫૧માં મારો લેખ 'ગુજરાત અને કાશ્મીર: પ્રાચીન સાંસ્કારિક સંપર્ક.'

હતો. બિલ્હણ જેવા કાશ્મીરી કવિપંડિતો ગુજરાતમાં આવતા; આચાર્ય હેમચન્દ્રને કાશ્મીરવાસિની દેવીની આરાધના કરવા માટે ગુજરાતથી કાશ્મીર જવા માટે પ્રયાણ કરતા 'પ્રભાવકચરિત'માં વર્ણવ્યા છે; હેમચન્દ્રના 'શબ્દાનુશાસન'ના લેખનમાં સહાયભૂત વ્યાકરણગ્રન્થો ઉત્સાહ નામે પંડિત—જે પોતે પણ કાશ્મીરી હતો —સિદ્ધરાજની આજ્ઞાથી કાશ્મીરથી લઈ આવ્યો હતો તથા એ ગ્રન્થ તૈયાર થયા પછી એની વીસ નકલો કાશ્મીર મોકલવામા આવી હતી; મમ્મટ, અલટ, લોલ્લટ, રુદ્રટ આદિ 'ટ'કારાન્ત કાશ્મીરી નામોના સાદૃશ્યથી મધ્યકાલીન ગુજરાતના બ્રાહ્મણોમા વજ્જટ, ઊવટ અને આમટ જેવા નામો પડ્યા; કાશ્મીરમા રચાયેલા સંસ્કૃત ગ્રન્થોની જેટલી પ્રાચીન હાથપ્રતો ગુજરાતના ગ્રન્થભંડારોમા સચવાઈ છે એટલી ભારતમાં બીજે ક્યાંય નથી જૂના ગુજરાતી સાહિત્યમાંનો 'કાશ્મીરમુખમંડણી' એ સરસ્વતીના વિશેષણરૂપ શબ્દપ્રયોગ આ ઐતિહાસિક સંપર્કની કથાને અદ્ભુત લાઘવથી રજૂ કરી દે છે.

બીજો એવો શબ્દ 'ચોલ' અથવા 'ચોલ મજીઠ' છે. પ્રાકૃતમાં ચોલનો અર્થ 'મજીઠ' થાય છે. ચોલ દેશની—કોરોમાંડલ કિનારાના પ્રદેશની આ તરફ આવતી તે એક મુખ્ય પેદાશ હોવાથી તે 'ચોલ મજીઠ' તરીકે ઓળખાઈ અને પછીથી એનો સંક્ષેપ 'ચોલ' થયો હશે. ચૂડો રગવાનો લાલ ગ્ગ તે મજીઠ[29] માટે કોઈ પણ રાતી વસ્તુને

---

29. જુઓ હેમચન્દ્રનુ અપભ્રંશ અવતરણ—

देसुच्चाडणु सिहि-कढणु घण-कुट्टणु ज लोइ ।
मजिट्ठए अइरत्तिए सव्वु सहेव्वउ होइ ॥ (८-४-४३८)

અર્થાત્ અતિરક્ત (અથવા પ્રેમાસક્ત) મંજિષ્ઠાને આ લોકમા દેશોચ્ચાટન—દેશત્યાગ, અગ્નિ ઉપર ઊકળવાનુ અને ઘણ વડે કુટાવાનુ એ સર્વ સહન કરવું પડે છે.

આમાનો 'દેશોચ્ચાટન' શબ્દ સૂચવે છે કે મંજિષ્ઠા જ્યાં થતી હતી ત્યાંથી દૂર દેશ જતી હતી.

'જુતશી' અવટંકો એની સૂચક છે. નવ ગ્રહો પૈકીનો એક ગ્રહ ધીરે ધીરે ગતિ કરતો હોવાથી એને સંસ્કૃતમાં શનૈશ્ચર કહ્યો છે તથા એનો પર્યાય મન્દ પણ છે. મન્દનો તદ્‌ભવ 'માંદો' ગુજરાતીમાં બિમાર માણસ માટે વપરાય છે ત્યાં અશુભ વસ્તુનું હળવા શબ્દ દ્વારા પટંતરે કથન કરવાની વૃત્તિ કામ કરી રહેલી છે. शकुन એટલે 'પક્ષી.' પક્ષી સામે મળે કે અમુક પ્રકારનો અવાજ કરે એ ઉપરથી શુભાશુભ કહેવાની વિદ્યા તે शकुनरुत. આ પ્રકારની બીજી વિદ્યાઓ काकरुत, श्वानरुत આદિ પણ છે. शकुनમાં સ્વરવ્યત્યય થતાં ગુજરાતી શબ્દ 'શુકન' આવ્યો, અને ગુજરાતી ભાષાના સામાન્ય વલણ મુજબ 'શુ'માના 'ઉ'નો લોપ થતાં 'શકન' થયો. 'દશા બેઠી છે' એવા પ્રયોગમાંનો 'દશા' શબ્દ ગ્રહદશાનો સંક્ષેપ છે. 'પનોતી,' 'કન્યારાશિ,' 'બારમો ચંદ્ર,' 'નામરાશિ,' 'બિયાબારું' જેવા શબ્દો તથા જુદા જુદા વારે જન્મેલાં બાલકોનાં નામ તે વારના નામ ઉપરથી પાડવાની પદ્ધતિ પણ જ્યોતિષની અસર સૂચવે છે. 'લક્ષણ,' 'કુલક્ષણ,' 'સુલક્ષણ,' 'બત્રીસલક્ષણો' આદિ શબ્દો સામુદ્રિકને લગતા છે. 'બલિ' અને 'બલિદાન' શબ્દો મૂળે પશુબલિયુક્ત યજ્ઞક્રિયાના છે, પણ એમના અર્થોનું હવે ઊર્ધ્વીકરણ થયું છે. આવાં બીજાં ઉદાહરણ આપી શકાય.

સ્થળનામોનો અભ્યાસ ભાષા અને વ્યુત્પત્તિ ઉપરાંત ઇતિહાસ અને સમાજશાસ્ત્રની દૃષ્ટિએ ઘણો અગત્યનો છે. ખાસ કરીને પંજાબ અને વાયવ્ય સરહદના ગામોના નામ સાથે ગુજરાતનાં સ્થળનામોનુ ધ્યાન ખેંચતુ સામ્ય છે. જેમ કે કંદહાર (જેનું સંસ્કૃત નામ गान्धार છે) અને ગુજરાતનું ગંધાર, સિયાલકોટ અને ગુજરાતનો સિયાલ બેટ, પંજાબનું અંબાલા અને ગુજરાતમાં ચાણસ્મા પાસેનું અંબાડા, કાશ્મીરનું શ્રીનગર અને પોરબંદર પાસેનું શ્રીનગર, રોહતક પાસેનું યોધેયોનું પ્રાચીન પાટનગર બહુધાન્યક અને ગુજરાતમાં કામરેજ પાસેનું બહુધાન; પંજાબનું ગુજરાંવાલા, ગુજરાત, જિલ્લા

ગૂજરસિંગ અને આપણું ગુજરાત (પ્રાન્ત)'અને ગોજારિયા (ગૂજરિયા) એ સામ્યો ખૂબ સૂચક છે. આ સ્થળનામોને ગુર્જરોના સ્થળાન્તર સાથે 'સંબંધ હોવો જોઈએ. ગુર્જરો પંજાબમાથી રાજપૂતાનામાં થઈ ગુજરાતમાં આવ્યા હતા. પંજાબમાં પણ 'ગૂજર' અવટંકથી ઓળખાતા લોકો વસે છે તથા પંજાબના અમુક પ્રદેશની સ્થાનિક બોલી 'ગૂજરી' નામથી ઓળખાય છે એ ધ્યાનમાં રાખીએ ત્યારે આ સામ્ય આકસ્મિક નહિ જણાય. કુશાવર્ત (પ્રદેશ) અને શૌરિપુર (પાટનગર) બે હતાં— ઉત્તરમાં યમુના નદી પાસે અને પશ્ચિમે સૌરાષ્ટ્રમાં. આ નામોનો સંબંધ શૂરસેન પ્રદેશમાંથી સૌરાષ્ટ્રમાં ગયેલા યાદવોના સ્થળાન્તર સાથે છે ('જૈન આગમસાહિત્યમાં ગુજરાત,' પૃ. ૪૯). ઇતિહાસમાં આનો નવો દાખલો ઇગ્લૅન્ડમાંથી ધર્મને કારણે સ્થળાન્તર કરીને અમેરિકા ગયેલા અંગ્રેજોએ ત્યાં નવા વસાવેલાં ગામોને જૂનાં અંગ્રેજી નામ આપ્યાં હતાં એ છે. ઉદાહરણ તરીકે—ન્યૂ યોર્ક, ન્યૂ જર્સી, કેમ્બ્રિજ, ઇત્યાદિ. મૂલસ્થાન (મૂલતાણ) અને સ્થાનેશ્વર એ સૂર્યપૂજાનાં પ્રાચીન કેન્દ્રો છે; સૌરાષ્ટ્રનું સ્થાન (થાન) પણ એના પ્રાચીન સૂર્યમન્દિર માટે પ્રસિદ્ધ છે. આ સર્વનો તથા મુંબઈની ઉત્તરે આવેલા થાણા (સ્થાનક) નો સંબંધ સામાજિક ઇતિહાસની દૃષ્ટિએ વિચારવા જેવો છે. એ જ રીતે સૌરાષ્ટ્રના અને કચ્છના કિનારે આવેલાં કેટલાંક સ્થળોનું નામસામ્ય દક્ષિણ ગુજરાત સાથે છે; જેમ કે—માંગરોળ, માંડવી, મહુવા, ઊના, ઇત્યાદિ; એનો સંબંધ પણ સામસામે કિનારે વેપાર અર્થે કે બીજાં કોઈ કારણે થયેલા પ્રજાસમૂહના સ્થળાન્તર સાથે હોય. કેટલાંક નામોનો પોતાનો અલગ ઇતિહાસ હોય છે. જેમ કે— સુરત નામ સૂર્યપુર > સૂરજપુર > સૂરત (પુર) એ પ્રમાણે વ્યુત્પન્ન થઈ શકે છે સૂર્યપુર એટલે સૂર્યનું નગર; તેની સાથે જ રાનેર (રાંદેર) એટલે સૂર્યપત્ની રન્નાદેનું નગર છે અને બેની વચ્ચે સૂર્યકન્યા તપતી (તાપી) વહે છે તાપીને કિનારે અશ્વિનીકુમાર એ સૂર્યના

પુત્રો છે. પાસે જ આવેલાં સાંધિયેર અને ઓખા એ બે ગામો સૂર્યની પત્નીઓ સંધ્યા અને ઉષાની યાદ આપે છે. આ બધું જોતાં એક કાળે આ પ્રદેશ સૂર્યપૂજાનું કેન્દ્ર હોવો જોઈએ. સૌરાષ્ટ્રના કિનારા પાસેનો ચાંચ બેટ એક વાર દરિયાઈ લૂંટારાઓનું કેન્દ્ર હતો, એ ઉપરથી ગુજરાતીમાં 'ચાંચિયો' શબ્દ સામાન્ય પ્રચારમાં આવ્યો છે.

પ્રાચીન અને મધ્યકાલીન ભારતનાં સંખ્યાબંધ નગરોનાં નામને 'કટ' કે 'કટક' પદાન્ત લાગેલો છે. જેમ કે—કોપકટ, ભોગકટ, વંશકટ, કુંભકારકટ, વેણાકટક, કલ્યાણકટક, આદિ ('જૈન આગમસાહિત્યમાં ગુજરાત,' પૃ. ૪૬-૪૭). એમાનો 'કટ' જૈન સંસ્કૃતમાં પ્રયોજાય છે ખરો, પણ એ પ્રાકૃત રૂપ છે અને મૂળે સંસ્કૃત કૃત્તમાંથી વ્યુત્પન્ન થયેલ છે. જાવા વગેરે પ્રાચીન ભારતની વસાહતોનાં જોગ્યકર્ત, જકર્ત વગેરે નગરોનાં નામોને અંતે 'કર્ત' પદાન્ત છે તે સસ્કૃત કૃત્તમાથી છે, એ ઐતિહાસિક દૃષ્ટિએ નોંધપાત્ર છે.

આપણા પ્રાન્તમાં પણ 'પાદર' (લાખાપાદર, માયાપાદર ઇત્યાદિ), 'વદર' (ભાયાવદર, સાજિયાવદર, બગવદર, વીસાવદર આદિ), 'વડ' (ભાણવડ, કાલાવડ આદિ) અને 'દડ' (લાડીદડ, મોજીદડ આદિ) અંતવાળાં નામો માત્ર સૌરાષ્ટ્રમાં છે, 'સણ'વાળાં (બોરસણ, દેવરાસણ આદિ) માત્ર ઉત્તર ગુજરાતમા અને 'સદ'વાળાં (વીરસદ, કરમસદ, બોરસદ, વાસદ આદિ) માત્ર ચરોતરમાં છે, એનાં કારણો તપાસવા જેવાં છે. જંબુસર, જંબુગામ, જાબુઘોડા, વડોદરામાં દાંડિયાબજાર પાસે આવેલો જંબુબેટ એ પ્રકારનાં 'જંબુ'વાળાં સ્થળનામો માત્ર વડોદરા અને ભરૂચ જિલ્લામાં છે અને જંબુ બ્રાહ્મણોની વસતિ પણ એ જ જિલ્લાઓમા છે એ ધ્યાનપાત્ર છે.

પહાડો, ટેકરા, નદીઓ, ઝરણા, વોંકળા અને ખેતરોનાં નામ બદલાતાં નથી. એ બધાં નામોમા આર્ય ભાષા આ પ્રદેશમાં પ્રવેશી ત્યાર પૂર્વેનો અસ્ફુટ ઇતિહાસ છુપાયેલો પડ્યો છે.

, શેરીઓ અને પોળોનાં નામો પ્રમાણમાં વિશેષ પરિવર્તન પામે છે. આપણાં સૌથી જૂનાં શહેરોમાં પણ એ શહેરની સ્થાપના જેટલું જૂનું નામ ધરાવતી શેરીઓ ઘણી ઓછી હોય છે છતાં એમાંથી આપણી સામાજિક સંસ્થાઓ, રીતરિવાજો, ધર્મસંપ્રદાયો, વ્યવસાયો, વ્યક્તિવિશેષો, ટૂંકામાં આપણા સામાજિક ઇતિહાસ અને સંસ્કારિતાના ઘણા મર્મો જે બીજાં સાધનોથી ભાગ્યે જાણવા મળે છે તે જણાય છે. લંડનની શેરીઓ માટે એક મોટો ગ્રન્થ લખાયો છે તેમ પાટણ, અમદાવાદ, સૂરત, ખંભાત, ભરૂચ અને વડોદરા જેવાં ઐતિહાસિક શહેરો માટે થઈ શકે.

સ્થળનામોના અભ્યાસ માટે ઇંગ્લેન્ડમાં 'પ્લેસનેમ સોસાયટી ઑફ ઇંગ્લેન્ડ' નામે એક સ્વતંત્ર સંસ્થા ચાલે છે. આપણા દેશમાં તો એ જાતના અભ્યાસનો માત્ર આછો પ્રારંભ જ થયો છે એમ કહી શકાય. ગુજરાતના ઉત્કીર્ણ લેખોમાં મળતાં સ્થળનામો અને વ્યક્તિનામો વિષે ડૉ. હસમુખ સાંકળિયાએ આ વ્યાખ્યાનમાળામાં કેટલાંક વર્ષ પહેલાં વ્યાખ્યાનો આપેલાં છે. પણ મળે ત્યાં ઐતિહાસિક સાધનોની સહાય લઈ અર્વાચીન સ્થળનામોનો અભ્યાસ ખાસ અપેક્ષિત છે. જુદા જુદા પ્રદેશો કે નગરોનાં સ્થળનામોને લગતું અધ્યયન ડૉક્ટરેટને લાયક સંશોધનગ્રન્થોને યોગ્ય છે.

રૂઢિપ્રયોગો અને કહેવતો સામાજિક પરિસ્થિતિ અને પ્રચલિત માન્યતાઓમાંથી ઉદ્ભવે છે, એટલે એનો અભ્યાસ પણ આ દિશામાં ઘણો ઉપયોગી નીવડે. ગુજરાતી કહેવતો માટે જૂની સાહિત્યિક સામગ્રી સારા પ્રમાણમાં છે. વિક્રમના સોળમા સૈકામાં થયેલા માંડણે 'પ્રબોધબત્રીશી'માં અને શ્રીધરે 'રાવણમંદોદરી સંવાદ'માં તથા સત્તરમા-અઢારમા સૈકામાં થયેલા અખાએ પોતાના 'છપ્પા'માં તથા શામળભટે 'રાવણમંદોદરી સંવાદ'માં કહેવતોનો વિપુલ પ્રયોગ કર્યો છે. આ ચારે કવિઓએ પ્રયોજેલી કહેવતોની તુલના એ

પણ ગભીર અધ્યયનને પાત્ર વિષય છે એ પૂર્વેના જૈન કવિઓએ પ્રસગોપાત્ત કહેવતો ટાની છે તથા પોતાની સસ્કૃત પ્રાકૃત રચના ઓમા ગુજરાતી કહેવતો ભાષાન્તર કરીને મૂકી દીધેલી છે અગ્રેજી કેળવણીના પ્રચાર પછી ગુજરાતમા કેટલાક કહેવતસગ્રહો થયા છે, પણ શાસ્ત્રીય સશોધનદષ્ટિએ કહેવતોનો સપૂર્ણ સગ્રહ તથા વ્યવસ્થિત અભ્યાસ જરૂરી છે

ગુજરાતના જૂના શહેરોમા શેરીઓની સકડાશ નવી નથી પણ પ્રાચીનતર નગરરચનાનો વારસો છે, એ માડણે ટાકેલી એક કહેવત ઉપરથી જણાય છે 'પ્રબોધબત્રીશી' (કડી ૫૨) મા તે એક સ્થળે લખે છે કે—

જાણેશિ જા તુ યમકરિ ચડી, ગૂજરાત શેરી સાકડી

અર્થાત્ 'તુ યમને હાથે ચઢીશ ત્યારે ખબર પડશે કે ગુજરાતની શેરી સાકડી છે' 'ગૂજરાત શેરી સાકડી એ ઉક્તિ એનુ અવતરણ આપનાર માડણ કરતા કેટલાક સૈકા જૂની હશે ગુજરાતના જૂના શહેરોની રચના પરત્વે સક્ષિપમા તે એક ઐતિહાસિક સત્ય રજૂ કરે છે 'લ કાની લાડી ને ઘોઘાનો વર' જેવી કહેવત સાગરપર્યટનની એક જૂની કથાને તાજી કરે છે 'જે જાય જાવે તે કદી ન પાછો આવે, અને આવે તો પરિયાના પરિયા ચાવે એટલુ લાવે' એ કહેવત પ્રાચીન વહાણવટાના ઇતિહાસ ઉપર પ્રકાશ પાડે છે 'પડી પરોજે ભાત, ફાટે પણ ફીટે નહિ' એ ઉક્તિ પ્રાચીન કારીગરીના ઇતિહાસનુ એક પ્રકરણ ઉકેલે છે 'શિવરામ ગારદી, જ્યા પગ્યા ત્યા એક મહિનો ને બાર દિ' હવેની લેતા ગુજરાત ખોઈ,' 'લલ્લુભાઈ જેવો છે વાત વાતમા ભરૂચ ખોયુ' જેવી કહેવતો ઐતિહાસિક પ્રસગો ઉપરથી છે 'રાજા વાજા ને વાદરા'ને અવિશ્વાસપાત્ર ગણ્યા છે ત્યા 'વાજા'નો અર્થ 'વાદિત્ર' નથી પણ 'વાળદ' છે વાળદોમા 'વાજા અટક હોય છે 'સસ્તુ ભાડુ ને

સિદ્ધપુરની જાત્રા' તથા 'પેટ ભરાયુ એટલે પાટણ ભરાયું' એ કહેવતો ગુજરાતમા અનુક્રમે સિદ્ધપુર અને પાટણના મહત્ત્વની સૂચક છે

અમુક માણસ 'ઠ જેવો છે' એ રૂઢિપ્રયોગની પાછળ આપણી લિપિના ઇતિહાસની એક વિચિત્રતા રહેલી છે અર્વાચીન દેવનાગરી અને તત્સબદ્ધ બીજી લિપિઓ બ્રાહ્મી લિપિ ઉપરથી ઊતરી આવી છે બ્રાહ્મી લિપિના બધા જ વર્ણોનો આકાર બદલાઈ ગયો છે, પણ એક માત્ર 'ઠ' વર્ણ જ જે હજાર કરતા યે વધારે વર્ષ પહેલા અશોકના શિલાલેખોમા મળે છે એવો ને એવો આજે લખાય છે! રીઢાપણાનુ આથી ચઢિયાતુ ઉપમાન બીજુ કયુ હોઈ શકે?

'ગજ વાગવો' એ સગીતવિદ્યામાથી આવેલો પ્રયોગ છે દિલરૂબા આદિ ગજથી વાગતા વાદ્યોનુ સમુચિત વાદન એ એનો મૂળ અર્થ છે 'કારી ફાવવી' એ દરજીના ધધાનો પ્રયોગ છે 'કારી' એ બગલમા આવતો કાપડનો સાધો છે કોઈ પ્રતિસ્પર્ધી કે શત્રુને સીધો કરવા માટે 'ઠરડ કાઢવો' બોલાય છે તેમા રેંટિયાની ત્રાક મરડાઈ હોય તે સીધી કરવાનો અર્થ છે લાકડામા ખાડો હોય એમા ત્રાક ગોઠવીને ઉપર ઠોકે એટલે ત્રાકની ઠરડ નીકળે મરનારની પાછળ ટાઢી વાળવા માટે ચિતા ઉપર પાણી છાટી પાણી ભરેલો વડો અને લાડવો મૂકવામા આવે, તેથી કોઈને 'મારી નાખવા'ના અર્થમા 'વડો લાડવો કરવો' એ રૂઢિપ્રયોગ છે 'પોબાર ગણવા' અથવા 'અગિયાર ગણવા' એટલે નાસી જવુ એ શબ્દપ્રયોગ પાસાની રમતમાથી છે 'પાણી મૂકવુ' એટલે પ્રતિજ્ઞા કરવી, કારણ કે કોઈ પણ સકલ્પ કરતા અજલિમા પાણી લઈને મૂકવાનુ હોય છે દેવતાનુ આવાહન કરવા માટે ચોખા મૂકવાનુ વિધાન છે તથા લગ્નાદિ પ્રસગે આમ ત્રણ આપતા ઘેર ચોખા મૂકવામા આવે છે, તે ઉપરથી 'ચોખા મૂકવા' એ રૂઢિપ્રયોગ આમ ત્રણ આપવાને માટે પ્રચલિત થયો 'દાતે તરણુ લેવુ' એટલે તાબેદારી સ્વીકારવી, કેમ કે

યુદ્ધમાં પરાજય પામેલો રાજા દાંતે તરણું લઈ, કાચા સૂતરથી બંધાઈ વિજેતાને શરણે જતો એવો પ્રવાદ છે. 'દૂંટી ઉપર પૈસા' એટલે રોકડ નાણાં. મૂળે એ વેશ્યાવૃત્તિનો રૂઢિપ્રયોગ છે, પણ એમાંથી અશ્લીલતાનો ભાવ એટલો ઘસાઈ ગયો છે કે ઉત્તર ગુજરાતમાં સ્ત્રીઓ પણ એ બોલે છે. 'પડે તેવા દેવા' એ ટંકશાળ સાથે સંબંધ ધરાવતો રૂઢિપ્રયોગ છે અને જૂના દસ્તાવેજોમાં નાણાંની લેવડ-દેવડ વિષે વપરાયો છે. લોકો પોતાની ધાતુ લઈને ટંકશાળમાં સિક્કા પડાવવા જતા એ પણ તેમાંથી ફલિત થાય છે. 'ભાવ ભજવવો' એ અહીંનો રૂઢિપ્રયોગ છે, પણ 'ભાગ ભજવવો' એ અંગ્રેજી To play one's partના ભાષાન્તર રૂપે આવ્યો છે.

સમકાલીન ઇતિહાસ અને વિચારસરણિની અસર ભાષા ઉપર કેવી રીતે થાય છે એના કેટલાંક લાક્ષણિક ઉદાહરણ આ પૂર્વેનાં વ્યાખ્યાનોમાં અર્થસંક્રાન્તિની ચર્ચા કરતાં આપણે જોયાં છે. અહીં એ પ્રકારના બીજા કેટલાક શબ્દો તપાસીએ: વિનય શબ્દ 'વ્યાપક શિક્ષણ'ના અર્થમા સંસ્કૃતમા છે; પાલિ અને પ્રાકૃતમા બૌદ્ધ અને જૈન સાધુઓની આચારવ્યવસ્થા માટે એ શબ્દ છે. બૌદ્ધ 'ત્રિપિટક'માંનું 'વિનયપિટક' અને 'ઉત્તરાધ્યયન સૂત્ર'નુ પહેલુ 'વિનય અધ્યયન'[31] એના ઉદાહરણ છે અર્વાચીન ગુજરાતીમા 'વિનય' શબ્દ સાધારણ રીતે 'નમ્રતા,' 'સભ્યતા'ના અર્થમાં વપરાય છે પણ રાષ્ટ્રિય પુનરુત્થાન સાથે જ્યારે કેળવણીની કેટલીક નવી પરિભાષા યોજવાની જરૂર પડી ત્યારે માધ્યમિક શિક્ષણશાળા માટે 'વિનયમન્દિર' શબ્દ યોજાયો અને હવે વિશ્વવિદ્યાલયોની

---

31. જુઓ આ અધ્યયનનુ પહેલું પદ્ય—

सजोगा विप्पमुक्कस्स अणगारस्स भिक्खुणो ।
विणयं पाउकरिस्सामि आणुपुव्वि सुणेह मे ॥

'આર્ટ્સ ફૅકલ્ટી' માટે 'વિનયન વિભાગ' ઠીકઠીક પ્રચલિત થયો છે. વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી જેણે સ્નાન કર્યું હોય—જેનો સમાવર્તન સંસ્કાર થયો હોય તે 'સ્નાત' અથવા 'સ્નાતક'. હવે નવા સન્દર્ભમાં, વિશ્વવિદ્યાલયની પદવી પ્રાપ્ત થઈ હોય તે 'સ્નાતક' કહેવાય છે, એટલું જ નહિ પણ એક પદવી પ્રાપ્ત થયા પછી —'પોસ્ટગ્રૅજ્યુએટ' શિક્ષણને 'અનુસ્નાતક' શિક્ષણ કહેવામાં આવે છે. 'ગૃહપતિ' એટલે ગૃહસ્થ;[32] પણ હવે છાત્રાલયનો નિયામક 'ગૃહપતિ' કહેવાય છે. 'પ્રગતિ,' 'ઉત્ક્રાન્તિ,' 'સમુત્ક્રાન્તિ,' 'વિકાસ' આદિના નવીન અર્થો કાં તો નવીન શોધને અથવા આપણી માનસસૃષ્ટિમાં થયેલાં પરિવર્તનોને આભારી છે. 'સુધારો' અને 'સ્વદેશાભિમાન' જેવા શબ્દો પ્રમાણમાં ઘણા નવા છે. અને 'સત્યાગ્રહ' તો ઠેઠ વીસમી સદીમાં ગાંધીજીની પ્રેરણાથી યોજાયેલો છે. અંગ્રેજીમાં પણ Nation અને National જેવા શબ્દોના અત્યારે પ્રચલિત છે તે અર્થો ઠેઠ સોળમા સૈકામાં નિષ્પન્ન થયેલા છે; Patriot અને Patriotic સત્તરમા સૈકામાં મળે છે, પણ એના અર્વાચીન અર્થ અઢારમા સૈકા પહેલાં વિકસ્યા નથી; Patriotism શબ્દ એ જ અરસામાં મળે છે. એ પછી લગભગ એક સૈકા બાદ આપણા દેશમાં Patriotismના પર્યાય તરીકે 'સ્વદેશાભિમાન' શબ્દ યોજાયો છે, જેનું કર્તૃત્વ સામાન્ય રીતે નર્મદ ઉપર આરોપિત કરવામાં આવે છે. जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी। જેવાં સુભાષિતોમાં મળે છે તે 'જન્મભૂમિ' શબ્દ જૂનો છે, પણ 'માતૃભૂમિ' અંગ્રેજી Mother-landનો પર્યાયરૂપે નવો યોજાયો છે. બીજા વિશ્વયુદ્ધ પછી 'અંકુશ,' 'કાળું બજાર,' 'પાંચમી કતાર,' 'ફુગાવો,'

---

32. गृहपतिનું પ્રાકૃત गहवइ થાય પરન્તુ પ્રાકૃતમાં गाहाનો એક અર્થ 'ઘર' છે, એ ઉપરથી गाहावइ શબ્દ થયો છે गाहाનું गाथा એવું સંસ્કૃતીકરણ કરીને ટીકાકારોએ गाथापति શબ્દ તૈયાર કર્યો છે।

જેવા કેટલા યે શબ્દો આપણી ભાષામા પ્રવેશ્યા છે; અને છાપાંની તરજુમિયા પદ્ધતિએ ઉદ્ભવેલા હોવા છતાં હવે શબ્દકોશમાં એમનું કાયમી સ્થાન નક્કી થઈ ચૂક્યું છે. સમકાલીન ઇતિહાસની ભાષા ઉપર થયેલી અસર સૂચવવા માટે આ પ્રકારના બીજા ઘણા શબ્દો તપાસ કરીને ટાંકી શકાય, પણ સૂચક ઉદાહરણો લેખે આટલા પૂરતા થશે.

ભૌતિક અથવા બૌદ્ધિક ક્ષેત્રમા નવીન સિદ્ધિઓની પ્રાપ્તિ સાથે કોઈ પણ ભાષાનો શબ્દસંચય વિસ્તૃત થાય છે. ભાષાના શબ્દ-સંચયનું સર્વાંગી અધ્યયન એટલે એ ભાષા બોલનારી પ્રજાએ જીવનના વિવિધ ક્ષેત્રોમાં પ્રાચીન કાળથી માંડી આજ સુધી કરેલા કાર્યનો, એના ઐતિહાસિક સંપર્કોનો અને અદ્યતન પ્રવૃત્તિઓનો, એની લાક્ષણિકતાઓ ખૂબીઓ અને ખામીઓનો ઇતિહાસ ભાષામા રહેલા માનવ તત્ત્વનો અભ્યાસ એની સ્વરવ્યંજનપ્રક્રિયા કે પ્રત્યયો દ્વારા નહિ, પણ એના શબ્દભંડોળ દ્વારા જ થઈ શકે છે. શબ્દ-ભંડોળના વિકાસ સાથે નવા નવા શબ્દકોશોની સંકલના આવશ્યક બને છે શબ્દભંડોળની—નવા શબ્દરૂપોની કે નવા અર્થોની—વૃદ્ધિ એ કોઈ પણ જીવન્ત ભાષાની નિશાની છે ગુજરાતીમા આ લાક્ષણિકતા એના આરંભકાળથી જ છે નર્મદના જમાનાથી માંડી ગુજરાતીના અનેક શબ્દકોશો રચાયા છે એ ભાષાવિષયમા વિશિષ્ટ જાગૃતિ સૂચવે છે ગુજરાત વિદ્યાપીઠના 'સાર્થ જોડણીકોશે' આપણી ભાષાની જોડણીને એકધારી બનાવવામા મોટો મહત્ત્વનો ફાળો આપ્યો છે, પણ ઐતિહાસિક સિદ્ધાન્તાનુસાર રચાયેલા બૃહદ્કોશની જરૂરિયાત ઘણા કાળથી ઊભેલી છે—એવો કોશ, જેમા માત્ર બહોળો શબ્દસંચય હોય કે ક્રમિક વ્યુત્પત્તિ આપી હોય એટલુ જ નહિ પણ સાહિત્યિક પ્રમાણો અને અવતરણોને આધારે એમા કાલાનુક્રમિક અર્થવિકાસ બતાવેલો હોય ઑક્સફર્ડનો અંગ્રેજી મહાકોશ (New English Dictionary) આ પ્રકારના મહાકોશના ઉત્કૃષ્ટ નમૂના તરીકે આપણી

પાસે છે કોઈ પણ વિદ્યમાન કોશના વિસ્તાર રૂપે આ કામ ન થઈ શકે, કેમ કે એનો મૂળભૂત સિદ્ધાન્ત જુદો છે એવા કોશના વ્યવસ્થિત કાર્યનો આરંભ થાય ત્યાર પહેલા કેટલાક ભૂમિકારૂપ કામો—જૂના ગ્રન્થોની શાસ્ત્રીય વાચનાઓના અને તે તે ગ્રન્થના અથવા વિશિષ્ટ યુગોના અને કવિઓના શબ્દકોશની રચનાના તથા વિશિષ્ટ શબ્દો કે શબ્દસમૂહોના કાલાનુક્રમિક અધ્યયનના કામો—થવા જોઈએ આપણા દેશના ઇતિહાસમા સ્વાતન્ત્ર્યનો નવો યુગ શરૂ થયો છે ત્યારે આવા શકવર્તી કાર્યની તૈયારી કરવામા પરમ ઔચિત્ય લેખાશે

---

## સામાન્ય સૂચિ

## અર્થ, વ્યુત્પત્તિ કે ઇતિહાસની દૃષ્ટિએ ચર્ચેલા શબ્દોની સૂચિ

*અહીં 'ષ' નો ઉચ્ચાર 'ખ' થાય છે